# ન્યુ ફોનોગ્રાફ ગાયનમાળા

## તદ્દન નવાં ગાયનોનો સંગ્રહ



જળ કમળ છાંડી જાને બાળા

મૂલ્ય આઠ આના

Lakshmi Art, Bombay No. 8

Reg. No. 278

તદ્દન નવા લોકપ્રિય ગાયનનો સંગ્રહ

ન્યુ ફોનોગ્રાફ

# ગાયનમાળા

મૂલ્ય આઠ આના

—છપાવી પ્રસિદ્ધ કરનાર—

ઠક્કર હરિલાલ જીવણલાલ

પ્રાણલાલ જીવણદાસ વજાણી

ઠે. સ્ટેશન રોડ, પોલીસ લાઇન્સ સામે સુરત.

આવૃત્તિ ૧લી] [પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

શ્રી "મહાશક્તિ" પ્રિન્ટીંગ વર્કસમાં ચંપકલાલ ગીરધરલાલ જરીવાળાએ છાપી ઠે. સ્ટેશનરોડ-તાર ઑફીસ સામે—સુરત.

બે અત્યુત્તમ [illegible] પુસ્તકો

# કૃષ્ણ ભજન સાગર

ચાલુ જમાનાને અનુકુળ રાગરાગણીના લોકપ્રિય ભજનોનો અપૂર્વ સંગ્રહ જેમાં જાણીતા ભક્ત જનોનાં અનુભવનો અને શીખામણનો ભંડાર છે અત્યુત્તમ આકર્ષક આર્ટપેપરનું સચિત્ર પુંઠું

છતાં મુલ્ય માત્ર આઠ આના.

( પો. જુદુ )

---

દીલ્હીના સુપ્રસિદ્ધ હીંદી કવી નારાયણપ્રસાદ બેતાબની કસાયલી કલમથી લખાયલું અને દીલ્હી લાહોર, વિગેરે સ્થળોએ બહુજ લોકપ્રિય થઈ પડેલું નાટક **મહાભારત**

ગાયન ભાષણ સાથેનું માત્ર થોડીજ કોપી સીલકમાં છે. અસલ કીમત **બાર આના.**

હાલમાં ઘટાડેલી કીમત **આઠ આના.**

( પો. જુદુ )

મળવાનું ઠેકાણું—

હરિલાલ એન્ડ પ્રાણલાલની કું.

સ્ટેશન રોડ. પોલીસ લાઇન્સ સામે સુરત.

# આ જમાનો કરકસરનો છે



ત્યારે શા માટે મોંઘાદાટ પુસ્તકો મોં માગ્યા ભાવે ખરિદ કરો છો? આવો! અમારી દુકાને, એકવાર તપાસ કરી જાઓ કે અમે કેટલાં ઘટાડેલા ભાવે પુસ્તકો વેચીયે છીયે. ઓછામાં ઓછી અર્ધી કીમ્મતે અમે શાળામાં ચાલતા પુસ્તકો ઇંગ્રેજી તથા ગુજરાતી ભાષાની નવલકથાઓ વીગેરે તમાંમ જાતનાં પુસ્તકો વેચીયે છીએ. તેમજ તમને સખ્ત ભલામણ કરીયે છીયે કે ભવિષ્યમાં જ્યારે પણ પુસ્તકો ખરીદવા, યા વેચવા હોય, તો અમારી દુકાને પધારવું. વીસમીસદી, ફુરસદ, નવરાસની ફાઇલો વેચાતી લઇશું.


**હરીલાલ એન્ડ પ્રાણલાલ**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

સ્ટેશન રોડ પોલીસ લાઇન્સ સામે—સુરત




# શું નીચલા પુસ્તકોની તમને જરૂર નથી?

## અવશ્ય છેજ, તો આજેજ મંગાવો

| | |
|---|---|
| રાજભાષા અર્થાત ઇંગ્રેજી શિક્ષક | રૂા. ૧–૮–૦ |
| ધી ટીચર | રૂા. ૧–૪–૦ |
| ભગવદ ગીતા | ૦–૮–૦ |
| વીદુરનીતી | ૦–૮–૦ |
| ન્યુ–ફોનોગ્રાફ ગાયનમાળા | ૦–૮–૦ |
| શ્રી કૃષ્ણ ભજન સાગર | ૦–૮–૦ |
| મહાભારત નાટક | ૦–૮–૦ |
| વલ્લભકૃત મહાભારત. રાગરાગણીનું) | ૬–૮–૦ |
| એબ્હરીડે કોરસ પોન્ડસ | ૧–૮–૦ |
| ટ્રેઝરી ઓફ કોરસપોન્ડસ | ૧–૮–૦ |

એ શિવાય તમામ જાતના અંગ્રેજી ગુજરાતી, સંસ્કૃત, પુસ્તકો નવા તથા જુના અમારે ત્યાંથી વ્યાજબી ભાવે મળશે એકવાર અમારે ત્યાંથી મંગાવી ખાત્રી કરો.

ઠા. હરીલાલ એન્ડ પ્રાણલાલની કુંપની

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

સ્ટેશન રોડ પોલીસ લાઇન્સ સામે સુરત.



१

સહુ ફરજંદ ખુદાનાં છે સહુમાં નુર ખુદાનું છે;
અગર હો હિંદુ યા મુંસ્લીમ, સહુ કુદરત ખુદાની છે.
પઢો પુરાણ યા કુરાન, અવસ્તા, બાઈબલ, ઈન્જલ,
સહુમાં તેજ છે સરખું, સહુ કુદરત ખુદાની છે.
જપો મુખ રામ કે રહેમાન, અગર જરથોસ્ત કે ઇસુ,
જૂદા છે નામ એ તોપણ, સહુ કુદરત ખુદાની છે.
પ્રભુ છે કાશી કાબામાં; મંદિરો ને મસ્જીદોમાં,
હરી હકતાલા એ અમૃત, સહુ કુદરત ખુદાની છે.

૨

સુતરને તાંતણે સ્વરાજયની સિદ્ધિ સમાઇ છે
રૂડાં આ રેંટીઆથી તો અમારે બાદશાહી છે
સ્વતંત્ર હિંદને રાખે શરીરો રંકના ઢાંકે
આપે તંદુરસ્તી તો અમારે બાદશાહી છે
ગરીબી હો, ફકીરી હો, અખંડિત આત્મશ્રદ્ધા હો
'અમૃત' આબરૂ રહી જો અમારે બાદશાહી છે.

૩

મન મોક્ષની આશ ન રાખીશ તું
સદભાગ્યનો અસ્ત સિતારો છે
ધામ ધરા ધનસંપત્ત ક્યાં છે? એલ વિધિનો ન્યારોછે
એક ઉદરને કાજે આજે પ્રાણુ પિડિત્ નોધારો છે
આ જગમાં સુખના સૌ સાથી દિવસ વાંકો અમારો છે
નાથ નિરંજન ભવદુખ ભંજન અમૃત સાચો કિનારો છે

૪

બની મુંબાઇની શેઠાણી હું મોટરમાં ફરૂં
બનું પાટણની પટરાણી રે હું મોજ કરૂં—બની૦
ઘોડા ગાડીઓ મંગાઉં વાડી મંગલા અપાઉં
પણ ખાદી તો પ્હેરાઉં તને મંજરી
સાડી ફેશનેબલ લાવો મ્હારૂં મનડું મનાઓ
વળી એરોપ્લેન મંગાઓ આપી વરદી
ઉડે અદ્ધર સરરર રરરર ફરરરર જાયરે હું
ત્હેમાં ફરૂં—બની૦
પ્હેરો હોંસે ખાદી પ્યારી એમાં છે આબાદી
મળે આઝાદી ને જાય ત્હારી શરદી
પૂરો મ્હારા અભિલાષ માનો મ્હારી ફરમાશ

૩

મ્હારૂં દિલાડું બનાવી દીધું દરદી
હૈ–યા–માં–તો ચરરરર રરરર અરરરર રરરર થાયરે હું
કેમ કરૂં—બની૦

૫

મોરે સૈયાં પે બલજૈયાં રે દેખો મય બાલકુંવારી
રસકી ભરી નાહિં અખીઆ મીલાવો
જીગરકે જખ્મ કરૈયારે—જીગરકે—
મર ચુકે હમ ઔર ન મારો
હમરી લાજ રખૈયારે—મોરે૦

૬

જન્મીને જીવજો નિતિપર આશા અમૃતધાર થશે
કરવું હાથે ભરવું હાથે પુણ્ય કરો ભવભાર થશે
જૂઠી માયાપર મરતાં જગની બાજીમાં હાર થશે
સજવી સમતા તજવી મમતાં આ સફલ અવતાર થશે
ધર્મ કર્મને પંથ જતાં અંતે રાજી કિરતાર થશે–જ૦

૭

આંગણીઆ આજ સુહાવો રાજ; વીરવંશી શિરતાજ,
કુમકુમીયે પગલે પધારો રાજ, વીરવંશી શિરતાજ,
ભક્તિભાવ ભર થાળ ભર્યો મ્હેં, બહુમાન ફુલપાન,

હર્ષજ્યોત ઝગમગતી હૈયે, ભાગ્યશાળી ભગવાન,
કુમકુમીયા તિલક સ્વીકારો રાજ, વીરવંશી શિરતાજ.
ભેદ નથી રાજા રૈયતમાં દેહ જુદા એક પ્રાણ !
અમે તમારા ત્હમે અમારા ત્યાં આ શા સન્માન !
ફુલ અંજલી આ સ્વીકારો રાજ, વીરવંશી શિરતાજ,
કુમકુમીયાં તિલક સ્વીકારો રાજ, વીરવંશી શિરતાજ.
અવળા મુખ કરો ના રાજન લેજો મધુરી લ્હાણ
અમૃતને વિખડાં ના માનો યદુકુલ ચતુર સુજાણ
અંતર ઉજવલીઆ રાખો રાજ, વીરવંશી શિરતાજ.

૮

આ જન્મ ધર્યો શા માટે જીવડા શોચ ઘડી સુજાણ,
શોચ ઘડી સુજાણ પુણ્યવંશીના એ સંતાન—આ જન્મ
ભવ પુણ્યના બલથી પામ્યો દેવપંકિતમાં સ્થાન,
તેજ પુણ્યના પંથ પરહરતાં પામીશ નર્ક નિદાન.—આ જન્મ
દિવ્ય પ્રેમ છે મંત્ર અમારો જીવન પ્રેમ પ્રધાન,
તેજ પ્રેમના અમૃત સાટે દઇશું દિલના દાન.—આ જન્મ

૯

ભભક બતાવી પ્યારી ગજબ કર્યો ત્હેં સપડાવ્યો નટખટને
મોહિની ! મોહિની ! મોહિની ! વેચાવ્યા આ મરકટને—ભભ
જે ઇશ્કમાં અંધા બની પરનાર પર લલચાય છે

નિશંક તે નિર્લજ્જનો આ હાલમાં સપડાય છે
પ્રથક ઝુક, હુકહુક, બેટા ચાલ; હૂકહુક !
સલામ કર સલામ છે સલામ છે સલામ છે !
અંદરનો ભેદ ભાઇ જોઇ લેજો આમ છે
મંજરી....મંજરી....મંજરી....ના બગાડ મ્હારા વટને—ભ૦

૧૦

ઝુંટો ના લાખેણી લાજ રાજવો ઠરશો ગમારમાં
આપું હૃદયના રાજ—રાજવી ઠરશો ગમારમાં
પ્રેમથી વધાવશું દિલના દરબારમાં
રહેણીમાં રહીએ રાજ—રાજવો
અમૃત વરસાવશું પ્રેમ ગુલઝારમાં
તોડો ન પૂર્વક પાજ—રાજવી.

૧૧

સાહ્યબા સેવીશું જાણી સ્વજનીઆ
ત્રિમલા ખોલી અન્તરીઆ !
રાખી હૃદયપર રીઝવું મન પાવન મહેમાન
'અમૃત' પીરસી પ્રેમના મન ભરી દઇશું માન
નવલા આપી જોબનીઆ—સાહ્યબા.
શુભ શુકનમાં સાંપડી તું ભેરવ કંઠી ભામ
પણ હું કંઈ સમજું નહિ છે ભેદ અંદરનો આમ
ભેદ તો જાણે અલ્લાહમીયાં—સાહ્યબા.

૧૨

વાયા વ્હાણું વસંતના આજ,

સુધારો મોઘા જીવન મનમોહનજી.

અમે આશા ભર્યા શિરતાજ,

પધારી ધન્ય કરો મનમોહનજી,

અંતરમાં આજે ઉગ્યા રાજસ રસ ચમકાર,

અંગ મદન સંચાર શું મન્મથ યુગ અવતાર !

થનગન થનગન ત્રિભુવન નાચે,

તનમન નાચે જનમન રાચે.—થનગન૦

કલિઓને અલિ ચૂમતા કરતા અમૃતપાન,

પ્રિતમ ક્યારે પૂરશો, આ અણમુલા અરમાન !

કેમ સહિયે રે કેમ સહિયે ફુલ, શરીરે વિષબાણ જીવાડો,

કયા જઇયેરે કયાં જઇયે, પરવશ અમૃત પ્રાણ પધારી.

ધન્ય કરો મનમોહનજી—વાયા૦






૧૩

દેખોરી એક બાલાજોગી દ્વાર તેરે માઇ આયો હયજી.
વ્યાઘ્રાંબર પીતાંબર સોહે ગલે નાગ .લીપટાયો હય.
ભીક્ષા લેકર આઈ નંદરાની શંકર શીશ ધુનાયો હય;
લેઓ ભીક્ષા જોગી જાઓ આસનપે મેરો બાલ ડરાયો
ના ચાહીયે તેરી દોલત દુનિયા ના ચાહીયે તેરી કાંચનમાયા
અપને ગોપાલકો દર્શન પાઉં મેરે ગુરૂને બતાયો હય
લે બાલક આઈ નંદરાની અપને ગોદ બીઠાયો હય;
સેવા કરી ચરણામૃત લીનો શૃંગીનાદ બજાયો હય.

૧૪

ઉરના અબોલ બોલ ઝીલતાં બતાવો
મુગ્ધ હૈયાંની વાસના બતાવો કોઈ !
અનુરાગ તણા બાગ મંહી ઝુલતાં ગુલાબ
રડે બુલબુલની બાળા મનાવો કોઇ
ખીલે ચંદ્રિકાને ટહુકે કોકલા ઉરે
ઉઠે કામતણી જવાળા બુઝાવો કોઇ

૧૫

આલી આ તે શો બીમારી! મદમાં ભાન ભૂલવનારી,
જાઓ જાઓ ના લજાઓ બોલો બોલ શું અવિચારી !
સાચુ બોલ કામણગારો નયને કેફ ચડયો શો કારી !
ઉરના ઉછાળા અવનવા ચાળા અધીરી બની તું બ્હાવરી બાળા
વાતવાતમાં છણુક વસો કયાં ગઈ સરલતા તારી
બેદરદીએ દરદ ન જાણે, પ્રેમની પીડા પ્રેમી પીછાણે
સમઝાશે તમને, થતાં કોઇ રસીક પ્રીતમની પ્યારી

૧૬

અય ખાકે હીન્દ તેરી અજમતમેં કયાં ગુમાં હય,
દરિયાયે ફૈજ કુદરત તેરે લીયે રવાં હય—
ગૈતમને આબરૂદી ઇસ માબદે કુહનકો,
સરમદને ઇસ જમીંપર સદકે કીયા વતનકો.
અકબરને જામે ઉલ્ફત બખ્શા અંજુમનકો,
સીંચા લહુસે અપને રાણાને ઇસ ચમનકો
બરસોંસે હો રહા હય બરહમ સમા હમારા,
દુનિયાસેં મિટ રહ હય નામો નિશ હમારા,
ગુન્ચે હમારે દીલકે ઇસ બાગમેં ખીલેંગે,
ઇસ ખાકસે ઉઠે હય ઇસ ખાકમે મિલેંગે

૧૭

ચહો જો ભારતનાં સંતાન, જગતમાં ભારત આબાદી
તમે અંગે ધરો ખાદી
દેશ ઉદયની તજો નિરાશા હવે બનો આશાવાદી
વિદેશીનાં તૂમે મોહ તજ્યાં નહીં કરી દેશની બરબાદી
કલંક કાળાં દૂર કરો એ પાવનકર પહેરો ખાદી
આ દેશ ભારતવર્ષ છે જ્યાં પ્રથમ અરૂણોદય થયો
અસ્તાચળે તમ ભાગ્યનો ભાનુ અરે આજે ગયો,
પ્રાચીન કળા મંદીર તમારૂં તેજ હીણુ દેખાય છે,
કારણુ તમારી સંપત્તિ પરદેશમાં વહી જાય છે;
લોકમાન્યના વીરવ્રતની કાંઇક ધરો ઉરમાં યાદી.

૧૮

વ્હાલાં કહું વ્હેવારની બે વાત આ અણુમૂલ છે,
અભિમાનથી ન સાંભળો તો આ તમારી ભૂલ છે,
મનમાનતું મળતું નથી કોઇને બધુંય સંસારમાં,
ખામીમાં ખામી ખોળવી એ તો તમારી ભૂલ છે.
કાળા છીએ રંગે અમે પણ કાળજાં કાળાં નથી,
તેનીયે કીમ્મત ના કરો તો આ તમારી ભૂલ છે.
છોડી અમે શ્રીરામને જપીએ તમારા નામને
તોયે ન રાખો નેડલો તો જીવતર અમારૂં ધુળ છે.

મીઠાં અમી આપો નહીં તો ચાહ એ શા કામનો;
ચા પાઈ બાળો કાળજાં, એ તો તમારી ભૂલ છે.

૧૯

ઘેરી ઘેરી આવે ઘટકારી રે—સાહેલડી
કોયલ પુકારે ડાળી ડાળીરે—સાહેલડી
સુંદર મનહર આમ્ર તરૂપર શુક સારિકા બોલે,
આછી આછી આ આમ્ર મંજરી સમિર લહરથી ડોલેરે
યૌવન હીંચે હીંચોળેરે સાહેલડી,
તવ ચિત ચડયું ચકડોળેરે સાહેલડી
મર્મ વેદના અતિશય થાતી મર્મ વચન કાં બોલે
નવ સુંદર તન બાગ ખીલ્યો મન માળી મનોહર ખોળેરે-
અલબેલડી સાહેલડી રસવેલડી સાહેલડી
પગલે પ્રશ્ન ઉઠે ઉંડા ગહન ગુંચવણી થાય;
નવ નવ તર્ક થતા ઉરે નવ સમજ્યા સમજાય,
સુખીયા સંસારમાં ઓ દુખીયાના બેલી,
દીન બાળાના પંથને બતાવો કોઇ

૨૦

હ્રદયના રસીક અતિથિરાજ
છો મન ગમતા મહારાજ
નયન સલુણા આજ થકી મારી તમ ચરણે છે લાજ;

તન મન ધન અમે અર્પીએ, અમ પ્રિયતમ પ્રેમને કાજ,
ભર દરીયામાં નાવ અમારૂં મળ્યા સુકાની આજ;
આશા અંબર જેટલી મારે તમથી છે રસરાજ—

૨૧

ગૌના કર લાગે મોહે મંય ભોલી ભાલી બાલ;
રીત પ્રીત સમઝું નહીં, મોહે ભયે હુય ચૌદા સાલ.
ફુલોંકી સેજરીયાંપે સોઇથી વહાં આય ગયો,
રાજના સાજના નીંદસે જગાય દીની—
મીઠી મીઠી કરકે બતીયા, રાજને સમઝકે રતીયાં
ડારોકર છતીયાં મતિયાં મોરી મુરઝાય દીની—
સ્વેદમેં ભીંજાય દીની. ગલે લપટાય લીની,
હાંરી મંયતો બીનતિ કરકે બારાજોરી મોસે કીની—

૨૨

સ્વર્ગવાસી વીરલાનો તમે સુણજો સંદેશ;
અખીલ વિશ્વમાંહિ, ઉજ્જવળ તમારો આદેશ;
ભૂલ્યા પાવનકર પૂર્વજનો મંગલ ઉદ્દેશ—.
રામ કૃષ્ણના સંતાન તમે કહાવો,
વીર અર્જુનની યાદ કંઇક લાવો,
બાણ શય્યાપર ભીષ્મે દીધેલા ઉપદેશ—
સ્વાતંત્ર્યતણી ભાવના ખીલાવો,

પરતંત્રતાની બેડીઓ હઠાવો,
દેશ દેશને સુણાવો વિજયના સંદેશ-

૨૩

અણમોલ પળ વીતી જતી અણમોલ કાં ઉભાં રહયાં,
એંધાણ શા આપું હવે વેચાણ દીલનાં થઇ ગયાં;
નીશાનીઓ શાની આપું હવે શ્યામ !
આપ પૂછો દીલને છો દીલના દીલારામ—
ભાવનાની ભકિત તમે સ્નેહથી સ્વીકારી
પ્રીતિ પૂજારી તમે બાલા ઉપકારી
આજે ઉદય થયો ભાણ-જીવનમાં આજે ઉદય થયો ભાણ-




૨૪

રાગ સીંધાનો કનરો

તારૂણી તુજથી નથીરે જુદાઇ શશીવદની સુખ પામું હુ આંહી
વદન મનોહર તારૂં લલિતા, સૌરભ અંગ જઘન સુખદાઇ-
તારૂણી તુજથી
ભ્રકુટી વિક્રમ સ્મિત અતિ વિભ્રમ, નિરખી પ્રિયા ભૂલું
સરવેરે કાંઇ;-તારૂણી તુંજથી

ત્રણસોને સાઠ ત્યાગી તુજનેરે ચાહુ, તુજ વણ મુજ ક્ષણ
કલ્પ સમજાઈ-તારૂણી તુજથી

૨૫

રાગ આશાગોડી.

કામ છે દુષ્ટ વીકારી અહા પ્રભુ! કામ છે દુષ્ટ વીકારી—
ઇંદ્ર સમાન પાત અતિ સુંદર, અશ્વપાલથી છે યારી, અહા
પ્રભુ ! કામ છે
ત્રણસોને ત્યાગી, એકજને ચાહે, તેના ચિત્તમાં છે જાર
છીનાળી; અહા પ્રભુ
ધીક બાઈ તુજને, ધીક તારી બુધ્ધિ, વિપરિત વાત વિચારી,
—અહા પ્રભુ

૨૬

રાગ ગજલ (ઇદ્રસભાની ઢબ)

એ શું બોલો છો! વિવેક ભ્રાતા ભરથરી ?
એ શું વદો છો વડીલ, જીભથી કરી!
એ શું કહો છો માતુ, પીંગલાનારે પ્રભુ !
મુજ વિષે આવી બુધ્ધિ, આરાધો શંભુ !
સમુદ્રે મર્યાદા ભ્રાત હજુ મૂકી નથી;
અગનિની શિખારે ભ્રાત, અધો ગઇ નથી;
સૂર્ય માંહે અંધકાર, હજુ થયો નથી;

સિંહણુ સુત તૃણુ ખાવાને, હજુ ગયોનથી;
હંસની ગતીરે કાગવત થઇ નથી;
સંત ચિત્તમાંથી દયા, હજુ ગઇ નથી;
પશ્ચિમ હજુ સૂર્ય ઉદય, થવું નથી થયું !
કાષ્ટ ટેક તોડી જળમાં નથી ડુબી ગયું !
માતુને વાત્સલ્ય પ્રેમ, નથી હજુ ઘટયો;
આપનો વિચાર આવો, કયાંથીરે થયો !

લાવણી ૨૭

ભરથરી ભ્રાતા વિચારીને તમે, કરો હું પરે કોપ
વણુ અપરાધે, (૨) તમે વદો વચન આરોપ—ભરથરી
છો શીરછત્ર, (૨) નવ લોપું નીતિ ધર્મ
બંધુ પત્ની મમ માત છે; કેમ કરૂં અવિહિતજ કર્મ-ભરથરી
કટુ વચન બાણુ, (૨) શીરપર મુકોમા કાપ
આગળ વાત વિચારતાં, ભાઈ પામશો પશ્ચાતાપ-ભરથરી.
પાંડવમાં ધર્મ, (૨) જેમ લક્ષ્મણુને રઘુવીર;
કનક ભકિત તેમ માહરી, નવ જાણો બંધુ કથીર-ભરથરી
ગણું આપ સેવ, (૨) મુકિત દાતા મનમાંય
બ્રહ્મ રસ ભોગી બ્રહ્મ થઇ કયમ તુચ્છ વિષયને ધાય-ભરથરી

રાગ ક્ષત્રીકલંક ૨૮

સુણુ શ્રીજી ભરથરી ભૂપ, ઉજેની તારીમાં ન રહુરે
રાખ ચતુરાઇ રહે હવે ચુપ—ઉજેની.

હવે માળવાનું અન્ન નહીં ખાઉં—ઉજેની
વેગે અરણ્યમાં ચાલ્યો હું તો જાઉં—ઉજેની
ધિક ધિક લપટાણો મતિમંદ—ઉજેની
ફટ ફટ સમજ્યો ન નારી ફંદ—ઉજેની
ફસ્યો પીંગળાના પાપી પંજામાંય—ઉજેની
વાગે ત્યાંરે સંભારજે તેના ઘાય,—ઉજેની
ચાલ્યો જાઉં સાચો ક્ષત્રી ધરી હામ—ઉજેની
તારી ઉજેનીમાં ટકવું હરામ—ઉજેની

રાગ કાલીંગડો (૨૯)

સીયકું મનવા ધીક ધીક હે,
મેરે બંન્ત ઉસીકે મન ઠીક હે.–સીય
જીને સંગે મેં રાત દિનોકું
લપટ રહયા સો અલીક હે.–સીય.
રાજ તજી અબ શિવકું રટનાં,
એહી તરન ભવ શીખ હે–સીય.

૩૦—ગઝલ

અયે કમજાત પીંગલા તેંને, બહોત દગા દીયા,
ભાઇ જેસા ભાઈ મેને, દેશ નિકાલ કીયા–અયે.
તેરે પર ઇતબાર રખા, તેં બુરા કીયા.
જન્મ મેરા આજ તેં ખરાબ કર દીયા—અયે.

નિર્દોષ મેરા બંધુ, માલવ દેશસે ગયા;
નઠોર કઠોર નાગી જાત, દીલમેં નહીં દયા;

31—રાગ ઝીંઝોટી

છોડદે અભિમાન, માન અબ તો મનવા મેરા–છોડ
રાજપાટ સબ જુઠે જાનો, ક્યું તુમ હોત હેરાન,
નારો પ્યારી નહીં હે તેરી, મત કરના ગુમાન;—માન
જુઠી પ્રીત જગતકી દેખી મત ભૂલે નાદાન,
બાહીર રંગ રૂપકું દેખી, મત હોનાં ગુલતાન;—માન
ચલ જંગલમેં ભેખ ધરેંગે, તજી જગત તોફાન,
જગત સ્વપ્નસેં જાગ્રત હોજા ગુરૂસે લેના જ્ઞાન—માન

ભતૃહરી—૩૨

હમ જાતે જંગલકે બીચ, જુઠી હે રાજકી જંજાળ;
સાધન અપના છોડકે ઇધર મત હોના બેહાલ.
હે લખ લાનત ઓરતકું, મત ગુમાના ઉસસે કાલ–હમ
બેહેતર હે સ્ત્રી દીલસેં, કભી હોવે ઝેરી ખ્યાલ;
અબ રાજા હમ નાંહીં કરે, તું રાજ અબ સમાલ.—હમ જાતે
તુંમ ચલે કફની પહેરકે, હમકું કીયા કીસકે હવાલે;
તુમ ચલોગે ઇસ બાજુપેં, હમ પીયે બીખકે પ્યાલે,
રાજા મત કરના એસા, તેરા પ્યાર દિલું સાલે,
રૂદન કરતી તુંજ પ્રિયા, મત ગલે કફની ડાલે

એહાલ કરકે સબકે પ્યારા; અબ લેખ નાલે,
એસે ચલકે યહાંસે કયું ગલેમેં તોક ડાલે–તુમ

33–લાવણી

દેખા નહીં કછું સાર જગતમેં, દેખા નહીં કછું સાર
મોહ બીસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર
ચૌદ ચોકડી રાજ મીલે, પન ત્રશ્ણાકા નહીં•પાર
ભોગ ભોગતે ઇંદ્ર અપસરા, તૃપ્તી નહિ લગાર (૨) જગત૦
જુઠા રંગ રૂપમેં ભૂલી, ક્રીડા કરત ગમાર;
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ નહીં હે અપની નાર (૨) જ.
પ્યારી મેરી જાની પીંગલા, ડુબ રહા એક તાર;
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકું યાર (૨) જગતમેં.
અલ્પ બખતકા યેહી તમાશા, દુઃખ હે અપરંપાર,
બેશક ઇસકા ત્યાગ કરો તુમ, ફેર પસ્તાના ચાર(૨) જગ.
એહી ભરથરી નાર ભરૂસે ભુલી હુવા ખુવાર;
એહી ભેખસે જગત શીખ દઉં, નવ ડુબો સંસાર;
નવ ડુબો સંસાર–જગતમેં દેખા નહીં કછુ સાર

૩૪—રાગ મરશીયા

હાય, કેમ આ સહેશે ઉજેની રંડાપો,
ઘણી થઇ છે રાજાજી માફ રાખો—ટેક.
બાણુ લક્ષ માળવાના છો સ્વામી, કામ કોડીલા રૂપે નખામી

ગૌર અંગે ભભુત શી જામીરે, હાય કેમ આ:—
એક બાજુ કૃષ્ણા તમારી રૂએ, ચંદ્રકળા ચોધારાં નીર ચુએ
બાપુ સુખે ન આજ કોઈ સુએરે—હાય
મેહેલ મેહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળો વાયોછે;
કળકળતાં બાઈઓને ભાઇઓ છે રે—હાય
ખાંધે લટકી શી ભગવી ઝોળી; આખ્યાં વસ્ત્રકયાં ગેરૂ ઝંબોળી;
હાય હઈડામાં પ્રગટાવી હોળીરે—હાય.
નથી વિક્રમ ભાઇની કંઇ આશા, કીધાં કરમે એવારે તમાશા;
એણે બીજાં જંગલ કયાંઈ વાસ્યાંરે-હાય.
ધણી નોધારાં અમને કરોમાં, આવું અણુધાર્યું પગલું ભરોમાં;
જોગી જીવતાં ચિત્તામાં ધરોમાં રે-હાય,

## ૩૫–રાગ સોરઠની ગજલ

પીયા દીનનાર પરે બડા, ઐસા જુલ્મ કયું પલમેં કર દીયા
જો બદનકે રક્ષન લાખ થે, વો બદન પરી અબ ખાખ હે;
ઇસ ચશ્મસેં મેં કૈસે દેખું, ચશ્મ આપનેતો ફુટા દીયા–પીયા
યહ કફની ધારન દેખકે, મુઝે જલ્ત આતશ દીલમેં
બેહાલ હોતી હું દેખકે, તુમને ભેખ ધારન કયું કીયા-પીયા

## ૩૬–રાગ ભરથરીનો

ધીક યુવા ધીક મુજને, ધીક કામ વિકારજી;
જેણેરે ભુલાવી મને સત્યથી, કર્યા નીચ વિચારજી;

ભેખરે ઉતારો ર.જા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજ્ઞાન જાતજી;
અન્ય વણત એવું નહીં કરૂ, લાજ્યાં માતને તાતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી-

કપટ રૂપીરે રાણી પીંગલા, એવું બોલે વચનજી;
રાજરે તજ્યું તુજ કારણે જો વિચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા

તુંરે ખોટીને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી;
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉધ્ધારજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા

રહો તો રાત રસોઈ કરૂં, જમત્તા જાઓ સ્વામી નાથજી;
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીયે આપણ સાથજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી-

મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી;
જેમરે જાણે નહિ જગતમાં. સાધો જોગ રહી પાસજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.

મેહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી;
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા.

વાસી જંગલના જોગી અમે, નહીં ગ્રામમાં વાસજી;

વિષની વેલીથી અળગો રહું; નહીં નારીનો પાસજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા-

ભગવાં જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી;
માઇ કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી,

વધુરે શું વદું રાણી પીંગલા, કરૂં અરે કેટલો ઉચ્ચારજી
બંધું જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજને રાણી શું કરૂં.
વાંકીરે વિધાતા મુને ભુલવી, લખીયા લેખ લલાટજી;
આનુંરે પ્રાયશ્ચિત હવે હુ શું કરૂં, મારગ આપો પૃથ્વી માતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતી મહારાજજી
એકને કારણ એને નવ તજો, પાપી પીંગલાને કાજજી
ભેખરે ઉતારો રાજા ભરથરી;
મોહ છોડી દે રાણી પીંગલા, પ્રીતે કર સતસંગજી;
સગુંરે નથી કોઇ કોઇનું, આ સંસાર પતંગજી
ભિક્ષા દેને મૈયા પીંગલા.
દેતી હુંતો ભિક્ષા દે મુને, નહીંતર કરૂં ગ્રહ ત્યાગજી;
ગુરૂજી મારારે રોષે થશે, ચાલી જાય જમાતજી;
ભિક્ષા દેને મૈયા પીંગલા

(૩૭)

(જફાવો સીતમકું સમજાાર હું)

પિતાજી આ કોપ તમે શો કર્યો,
જોગી વેષ બાપુ, શીદને ધર્યો;
મરી ગઈ છે માત, વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત;
ન બાપી કરો બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવું હું તો સહી




૩૮

ખુને જીગરકો પીતી હું, બસ ગમમેં તેરે યાર
શહેરે ચમનસેં ફીરતી હું બસ ગમમેં તેરે યાર
મય ચુપકે ચુપકે રોતી, મું આંસુઓસે ધોતી,
વો કહાં ગયો મેરો મોતી, મોતી બીના ના સોતી,
બસ ગમમેં તેરે યાર—
દીલ ઉસીકું દીજીયે દીલદાર યાર હો,

ક્યા હીદું મુસલ્લમાં કદરદાન યાર હો,
મેરી નજર જો તુમસેં લડ ગઇ, મંય પલંગસે
નીચે પડ ગઇ, વો કહાં ગયે મેરે પ્યારે
મંય અગ્ની જેસી જલ ગઈ, રે, બસ ગમમેં તેરે યાર

૩૯

દિવ્ય દેશ અમ ઉજ્વળ કરવા,
ક્યારે ઉગશે દિવ્ય પ્રભાત! દિવ્ય પ્રભાત
અંધકારના વાદળ ભેદી
યદુકુળ મણી દીન મણીના સુગુણું બંસી
નાદ, બંસી નાદ
દેશ દેશની મધુરી મૈયા, દિવ્ય અમારી
ભારત ભૂમી, સુર મુનીવર યુગ યુગ
પોષાયા, જેનાં ચરણુ સરોજ ચૂમિ, એવી
અમ જનની જગ વિખ્યાત,
ભારત માત—દિવ્ય

૪૦

કરીયે ના વિશ્વાસ કાયા માયાનો કેદી
મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માંડલીક
ચીરંજીવી નથી તારી અમર નથી કાયારે,
ઘડી બે ઘડી માટે શુ બગાડે મત્તી?

બગાડે મતી તું શાને જુનાગઢ પંતી—ઘડી
રૂપે રંગે શું લોભાણો, ભરમે કરતાં ભૂલ
રૂપે રૂડાં રળીયામણાં; પણ એ શીમળાનાં ફુલ ઘડી બેઘડી

૪૧

દઉં દોષ કોને હાં સમયની જ્યાં બલિહારી
સમયની જ્યાં બલિહારી, મનુષ્યની ત્યાં છે લાચારી
હતો અમ દેશ આતે જ્યાં, પ્રભુ અવતાર પણ લેતા
અરે આ દેશ એનો એ, સમયની છે ગતી ન્યારી.
અમારા દેશના ચેતન અમારાં તેજને ગૌરવ;
અકાળે હાય કરમાયાં,હજીયે શી થનારી છે.

૪૨

વાત જરી વાંચી જુઓ ને ઇતિહાસમાં
ખુવાર થાશો પરનારીના વિલાસમાં વાત-
સીતા સંતાપી રાય રાવણ રોળાણો;
દ્રૌપદી દુભાવી દુર્યોધન દબાણો;
કીચક મહા પાપી, સૈરંધ્રી સંતાપી,
ગયો હોમાઇ કાળની હુતાશમાં—વાત

સાખી.

પરનારીની પ્રીતડી વિષમ વિષની ખાણ,
ઝેર રગેરગ વ્યાપશે, પ્રીતમ ખોશો પ્રાણ;

સ્વામી પસ્તાશો, ખતા ખુબ ખાશો રૌરવ નર્કે જાશો,
વાત વંઠશે તમારી વિલાસમાં હાંરે અંત આવશે જગ-
તથી કડવાસમાં

(૩૩)

સુવાસની મીઠી મઝા, લેવા અલી લલચાય,
કેતકી પાંખડી ખોલજે મધુકર ગુંજન ચ્હાય.
ગુલજાર ગુલાબશાં. આ અહીં મંન્દ મન્દ ડોલે,
ઝુલતા તરૂની ડાળે, મેના મધુર બોલે,
શા પંખી હળી મળીને બેઠા,
વળી વાત પરસ્પર કંઇ કહેતાં,
એનાં ગાનતાન લાગે મીઠાં
કળીયો હૃદયની ખોલે—ગુલજાર૦

૪૪

હઠ છોડ સખી ચલ સંગમેરે તો હે વૃજમે કાન બુલાવત હેય
નહીં તુમ બીન વાકો ચયન પરત નહીં ખાન પાન કચ્છુ ભાવત હેય
મોર મુગટ નહીં પહેનત હય નહીં અંગ સુગંધ લગાવત હેય
નહીં ધેન ચરાવત જાત સખી વોહે બંસી નાદ ન ભાવત હેય
કયું એસો હીયો તેરો કઠીન ભયો તોહે લાજ શરમ નહીં આવત હેય
જાકો જોગી જન ધ્યાન ધરત બ્રહ્માદીક પાર ન પાવત હેય
એક બાત ન જુઠ કહું સજની અબ કયા ઇતના તરસાવત હેય
પિયા માધોસેં બેગેં મીલો પ્યારી વોતો તેરોહી નાજ
ઉઠાવત હેય

(૪૫)

જો મરણ એ જીંદગીની છે અરે છેલ્લી દશા
તો પરાર્થે અર્પવામાં આ જીવનના મોહ શા.
ખીલી કળી કરમાય છે, પુષ્પો મુકે પણ વાસના
અમર નર તો તે ખરા જે અમર કરતા વાસના
મારા તમે પરમાત્મા હુંછું તમારો આત્મા.
પરમાત્મને શરણે જતાં, કૃત-કૃત્ય-થાતો આત્મા.

૪૬

પ્યારા પ્રિયતમ રસરાજ અમને આજ રીઝાવો
લટકાળી લલના કાજ સૌ શણગાર મંગાવો
સાચી સાડી ચોળી લાવો પાટણના પટકુળ મંગાવો
હીરા મોતી ટાંકી પટકુળે પાડી ભાત કસ્બી કોર મુકાવો
લાડ લડાવું તમને શાણી જે માગો તે આપું આણી
હોંશે સ્વામી મારા મનડાના પુરો કોડ મોંઘી હાઉસ બંધાવો




(૪૭)

તમારાં શા કરૂં સન્માન મલ્યા મને મનગમતા મ્હેમાન તમારા
હૃદય ઢળી તમ ચરણે પડતુ દેવા. આદરમાન—તમોને

બાળાએ પૂર્વ જન્મની પીછાણ ભાગ્ય દેવી.તવ દર્શન પામી.
પ્રફૂલિત થયા મમ પ્રાણ. તમારા.

૪૮

અમને પાછાં આપોને પ્રાણ પ્યારાં; અમ પુષ્પ એ રસાળા.
કુલ નંદન વન વાડીનાં અમારાં મધુરી વાસવાળા.
પુષ્પ સમ હૈડાંઓ બાગા તમારાં,
પુષ્પ સમા મુખડેથી, પુષ્પ સમા વચનો,
વરસાવે પ્રીતી પુષ્પતણી ધારા-અમ પુષ્પ,

(૪૯)

રીબાયો છું ફસાયો છું કુટાયો છું લુંટાયો છું
દુભાયો છું મુંઝાયો છું અમારી આમ બાબત છે.

(પણ તે થયું કેમ)

પકડતાં જાળમાં ઉંદર ભરાયો સર્પ તે અંદર
હર્યું ઘોડા બદલ ખચ્ચર અમારી આમ બાબત છે,
ખીજાણા નાર નખરાળાં મુઝાણાં જોઇ ગોટાળાં
પછીથી પુંછડાવાળો મળ્યો તો આમ બાબત છે.
તમારા કષ્ટ સઉ ટળશે અવશ્યે ન્યાય પણ મળશે
તમારા શત્રુ સપડાશે અમારી એ કબુલત છે.
તમારી એ કબુલત છે અમારી આમ બાબત છે

૫૦

મંય તો લંડનસે પૌડર મંગાવુંગી,
ઉસ્સે જોબનકી બ્યુટી બડહાવુંગી,
કોસમેટીકસે બાલ મંય બનાવુંગી,
વોટ યુ સે (What you say)
રહે ન કોઇ સ્ટાઇલ મે કસર માઇ ડીયર,
ફીરૂંગી રોજ ઇધર ઔર ઉધર માઇ ડીયર
બોલો બોલો પ્યારે જીયા કયસી બની લેડી,
લઉં ગલેકી એક નેકલેશરે હા..........મય તો લંડનસે

૫૧

કોઇ કહેજો જોગીડાને જઇને હો રાજ,
મધુવનમાં ઝુરે તારી બાલા જોગણુ.
વિરહ અંગારે સળગે આખું નંદન વન—મધુ
ઐની આંખે શ્રાવણુને ભાદરવો ઝરે,
બાલ રસીયાના રાગે એ રોતી ફરે,
વ્હાલા અંતરમાં હોય તો લ્હોજે લોચન—મધુ•



૫૨

સોહામણી સ્વર્ગની વાટ એક દીન શોભાવજો હો રાજ
રસિલા અમરાપુરી ઘાટ, એક દીન સોહાવજો હો રાજ.
મૃત્યુ લોકનાં મનુષ્ય કયાં કયાં અમરાપુરી ઘાટ,
અઘટીત કહો એ કેમ બને, વસમી વીકટ એ વાટ
મુગટમણી તમે રાજ સદનના, પારીજાત તમે નંદનવનના
રાજવંશી દેવાંશી રસીકવર, પ્રિત જયોત પ્રકટાવી પરસ્પર
મેળવવા અંતરમાં અંતર, સ્વર્ગ અમારૂં સોહાવજો હો રાજ




૫૩

હમણા તો નથી નવરાસ ગુરૂરાજ
અમો ઘડપણમાં ગોવીંદ ગાશું
મરણ પછીની વાતો કરો છો મોટી,
ત્યારે હમણાં શુ પ્હેરવી લંગોટી,
વાત થાય જે ઉધારની તે ખોટી કેમ શ્યામલાલ
સાચુ.................યાર..................ઘડપણમાં
હજુ બાંધવા છે મારે કંઇક માળા,

હજુ થાવું છે દસ વીસ મીલવાળા
ઘર તાજાં કરી કુંકવા દીવાળાં—કેમ શ્યામલાલ
સાચુ....................યાર....................ઘડપણમાં
જયારે ચાલશે નહીં કાયા હમારી,
ત્યારે સાંભળીશું કથા આ તમારી,
મળી નારી નહી તો રહેજે બ્રહ્મચારી–કેમ ઘડપણમાં.

૫૪

જ્યારે પડે આફત શીરે, ચાહનાર પણ આઘા ખસે,
જેને પડે તે ભોગવે બીજા ઉભાં સ્હામાં હસે,
ચઢતી મહીં તો હાજી હા, કરનાર જગમાં લાખ છે,
પડતી મહીં દે સાથ જગમાં કોક એ વીરલા વસે,
જો બન્યા પોતેજ મુરખા, તો બીજાનો વાંક શો,
તે બળે નહીં કેમ થઇ જે અંધ અગ્નિમાં ફસે,
આજ ખુલ્લી આંખથી, જોયું સગા સહુ સ્વાર્થનાં
જાણ્યા છતાં મારા સમા ભોળા દિવાના થઇ ફરે





# સતી મંજરી.

૫૫

ભગત બેચેન હો કયું કર, તુમે આરામ રહે,
આ ગઇ શામ યહાં, ઔર કહાં શામ રહે,
દુઃખને છેદા હે યે મન, રંજસે સુખા હુય બદન
અબ તરે મુખસે લગી બંસરી યે શ્યામ રહે
લાજ કયા અપની ગવાલે યે ગવાલે બતલા.
દાસી લુટ જાય તું વૈકુંઠમે બીરધમ સહે
નામ લેનેકુ ન હો, નામ હે સાંઇ ગીરધર;
આપકી મંજરી કે નામકા કુછ નામ રહે.

૫૬

સુભહા જન્નતસે તેરા શ્યામ બે આરામ રહા,
તડપા પરવાના તો કયા શમાકો આરામ રહા.
મુજકો આના હી પડા તેરી મદદકો બુલબુલ,
જબ તેરે વાસ્તે દાના ન રહા દામ રહા,
મેં યેહી સમજા થા કે કલજુગમેં કોઇ ભકત નહીં
તેરી ભકિતસે યે સમજા કે મેરા નામ રહા,

૫૭

કોઇ ફરીઆદ તો સુનલે, કીસી નીરદોષ અબલાકી,
દીયા બનવાસ ગુરબતને, દોહાઇ રામ રાજાકી
જીગરમેં પડ ગયે સુરાખ, ગમસેં હો ગઇ કાંટાં
બની હય બંજરી અબ દેહ, યે સારી કન્હયાકી
બેરહુમન હો ગયે બેરહુમ, નહી હય છત્ર છત્રીકા,
મુસલમાનો તુમ્હી દોરો મદદકો એક કન્યાકી

## સ્વદેશ સેવા

૫૮

સ્નેહે સંપી જંપી ભારતના સંતાન,
દિવ્ય કીર્તિવાન સદા પામો સન્માન.
માતૃ ભુમી પ્રેમ જ્યોત જગમાં પ્રકટાવજો,
દેશ હીત દેશ દાઝ અંતર વિકસાવજો
કંઇ ધ્યાન સાન ધારી, નીજ દેશને વિચારી,
ગજાવી વિજય ડંકાને ભારતીના ગાન—દિવ્ય-

૫૭

અટી આમ રીસાઇ એ, સમયની નીહાળી નાવલીયાની સંગ,
પછી આવી મનાવે, ભિન્ન ભિન્ન ભાવે, છણુકી મદનના જંગે

વાહ વાહ સાંભળ—(પ‍ક્ષી)
વદન હસ્તું કરી ચંચળ નયનો, મધુર શબ્દમરમાળા–
માન મહીં મરડાતાં જાતાં, છળીએ શ્યામ રસાળા–
એમ....હા....અલી૦
ફરગરતા જો આવે કંથનો, છલંગ ભરીયે છેટી
બહુ તાણુતા તુટે, ભાવે જઇએ ભેટી–અલી૦

૬૦

સૃજેલાં શ્રી પ્રભુજીયે મનુષ્યો સર્વ સરખાં છે,
નથી કોઇ ઉંચકે નીચો જીવન તો સહુનાં સરખાં છે
પ્રભુજીની જગતવાડી, તણાં ફુલડાં સહુ જીવો
સુગંધીથી ભરેલાં સહુ, સમજીયે તો એ સરખાં છે
વિષમ આ વિશ્વનો વાયુ—કરે જીવ ક્રોધીને ઘેલાં
ન મનહર દોષ માનવનો સકળ આત્માઓ સરખાં છે

૬૧

અમે સહુ એક ઝાડની ડાળ
નથી જુદાઈ અમે સહુ ભાઇ એક માતના બાળ
હિંદુસ્તાનછે દેશ અમારો ભારતી માત અમારી
નવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી—-અમે
હિંદુ મુસલમાન પારસી યહુદી, ખ્રિસ્તી જાત અનેક
જાત જુદી છો રહી અમારી, પણ અંતર છે એક અમે૦

૬૨

જાશો મને ના વિસારી, હું તો છું દાસી તમારી
મોહયો હું તો મનો હારી, નવેલી પ્યારી તું મારી
નયનો ના શરથી તેં ઘાયલ બનાવી
મુજને નાંખ્યો મારી, ઓ બંસરી
વાણી મહીં વિંધાણી છું વ્હાલા,
હું તો તમારાથી હારી—ઓ બંસરી
મધુરા સુરની બંસરી તું પર, નાગ બની હું ડોલું
છેક નહીં શરમાવો શાણા બન્યું નહીં હું બોલું
લાગી તાલા વેલી તારી, નવેલી પ્યારી તું મારી

૬૩

મમ ઉર સરના રમનારાં
મમ માર્ગ સરળ કરનારાં
ત્હારાં રમ્ય જીવન આ દેશ,
તવ દિવ્ય મનોરથ આળા
ત્હારાં વચન મુગ્ધ મરમાળાં
પ્રેરે ઉંડા જીવન સંદેશ
તરસ્યા અંતરમાં રસ ભરવા

દીન હીન જનનાં બંધુ બનવા
સ્નેહ વિમાને દિવ્ય દેહ ધરી
ફરશું દેશોદેશ—મમ૦



# વીરવીજય

૬૪

લગાડી મોહીની દીલની મને વ્હાલે વિસારી છે
સૂકાતો બાગ જોબનનો, કપાતાં કાળજાં કુણાં
તુટી દીલની લગામો તો, પછી બુરી બીમારી છે—
થતા ના બેહુયા વ્હાલા, કરી ઘાયલ જીગર મારૂં,
થશે ચુરા જીગરના તો, ગુન્હેગારી તમારી છે—
ગુન્હા લાખો હશે મારા. દીલાવર તે છતાં પ્યારા,
દીવાનીપર દયા લાવો, વિનંતી એ હમારી છે—

૬૫

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે,
ન તજશો ધર્મ નિતી તો, વિજય અંતે થનારો છે
હશે જો સંપને સમતા. વળી કર્તવ્યને હિમ્મત,
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે.
જશે એ રાત અંધારી, ચમકતા શૌર્યનો ભાનુ;
ઝુકો યાહોમ કરી રણમાં, વિજય ડંકો તમારો. છે.

# વીર કુણાલ

૬૬

જોયો જમાનો આ કલિનો, પાપનો વિસ્તાર છે.
જ્યાં ત્યાં જગતમાં પાપનો જામી રહયો આધકાર છે.
સારા બીચારા ખાય ખત્તાં. દુર્જનો પુજાય જ્યાં;
મરવા પછી સદ્‌ગુણ ગણે દુનીયાં અજબ નાદાર છે
સતયુગ જાતાં ધર્મને, દ્વાપર જતાં યજ્ઞો ગયા,
ત્રેતા જતાં તીર્થો ગયાં, કલિમાં કપટ ભંડાર છે
માતા વિશ્વના પ્યારથી, સુપુત્રને ચહાનાર છે,
કાળાં કરાવે કૃત્ય કામી, પ્યારને ધિક્કાર છે .

૬૭

અમારા દેશને છોડી, અમે થાનાર પરદેશી,
હૃદયને મોળવી લેશો, અમારો પ્યાર પરદેશી.
થયા દુર્ભાગીયઃ એવા, તજાવી દેશની સેવા,
ભટકશું પારકાં ઘરમાં, બની લાચાર પરદેશી
અમારા ધર્મ નીતિથી, અમારી સત્યરીતિથી
અમે સત્કર્મથી થઇશું, હૃદયના હાર પરદેશી
અમારા દેશ બંધુઓ, અમારી જન્મ ભુમીમાં,
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી

૬૮

સમય જો હોય સારો તો, સકળ સંસાર સારો છે
સમય સારો સધાવ્યો ત્યાં, નહીં સંસાર તારો છે

સમય પર જે મહારાજા, સમય પર તે ધરે ભગવા,
સમય પર ખાય તે ધક્કા, સમયને રંગ ન્યારો છે
ચડે વાદળ, ચડે ભરતી, ચડે જોબન વધે લક્ષ્મી,
ઘડીમાં તે પડી જાતાં, સમયનો રંગ ન્યારો છે
સમય સારે ન સારૂં જે, કરે તે સહુ ગમારો છે,
અભાગી ખાય તે ખત્તા, સમયનો રંગન્યારો છે



# ચલતા પુર્જા

૬૯

ઇસ દુન્યામે માનુસ જોહી હૈ તજેન ધર્મકાધ્યાન માન
સતપનપે ન્યારે ન્યારે તનમનધન વારે સારે
રામ મીલે રહે આન–ગાન–ઇસ દુન્યામે
બશરકો ભેજા હૈ દુન્યામેં ઇમ્તેહાંકે લીયે,
ફીરે ન રાહે ની કોઇસે ખોફે જાંકે લીયે,
ફના હૈ એક દિન આખિરકો ઇસ જહાંકે લીયે;
િહ હૈ દોલતે દુન્યા તો જાવેદાં કે લીયે
રહાસે દૌલતે ઈમાન લે હાંકે લીયે— દુન્યામે

૭૦

કયસી ગત ભઈરે કોંન પૃછત બાત
ભવ સાગરકી નદીયાં ગહેરી ટુટી નાંવ અંધેરી રાત
બારી કાયા બે ધન માયા,પુષ્ય જાતિ કુમલાત
"અહેસન" છોડ ન હાત

૭૧

યું ઝુલ્મ કર ન ઝાલિમ, લતફો કરમકે બદલે.
એક દીન તુઝે મીલેંગે, જુલ્મો સિતમકે બદલે,
ઇસ જુલ્મે ના રવાકી, આખર સઝા મિલેગી,
દોજખકા ગાર હોગા, બાગે ઇરમકે બદલે.
ઈસ અયશે આરઝુપર, ફુલા હુવા હય નાહક
મીટટીકી કબ્ર હોગી, જાહો હશમકે બદલે
દૌલત ન સાથ દેગી, અજમત ન પાસ હોગી,
કીડે કફનમેં હોંગે, જાહો હશમકે બદલે—

૭૨

બાવરી બાવરી હુઈયા નાદાન લોગ બાવરી
હીં જાનયે; બાવરી ગુઈયાં પિતા કારન—નાદાન
ગોરે ગોરે મુખ પર ઝુલકી ઉદાસી
કારે કરૂં મયતો દરસકી પ્યાસી,
યું જીયરા ન જરારી વારી વારી વાંરી—નાદાન

૭૩

મુરખ છાંડ વૃથા આભિમાન, અવસર બીન ચળ્યો હુય
તેરો દો દિનકો મહેમાનરે, મુરખ
ભુપ અનેક ભયે પૃથ્વીપર,રૂપ તેજ બલવાન
કૌન બચાયા કાલ ગાલતે, મિટ ગયે નામ નિશાન
ધવલ ધામ ધન ગજ રથ સેના, નારી ચંદ્ર સમાન
અંત સમય સબહી કો તજકર, જાય બસે શમશાનરે
રે મન મૂઢ અંત જીન ભટકે, મેરો કહયો અબમાન
નારાયણ બ્રજરાજ કુંવરસો,એગહિ કર પહિચાન મૂરખ૦

૭૪

આંખે કહે કે દિલહીને હમકો કીયા, ખરાબ
ઓર દિલ કહે કે આંખોને મુઝકો ડુબા દીયા,
બિગડા કીસીકા કુચ્છ ન મગર હાએ મુફતમેં,
દોનોકી જીદને ખાકમેં મુજકો મિલા દીયા,
ડાલ ગલે બૈયા મંય રોએ રોએ જાનીયા
ઉંચી અટરીયા પીયા બુલાવે; પલલી કમરિયા સૌ બલખાવે
થક થક ગઇયાં મંય રોએ રોએ જાનીયા—ડાલ
જોરા જોરી ઘુંઘટ લાકે, જોબન રસ લુંટે,
ગલ લાકે લખ લખ કઇયાં—મય રોએ રોએ જાનીયાં
હાલ ગલે બૈયાં મંય રોએ




૭૫

ભારત વીરોંકી યાદમે યહ ગાનાભા રોનાહય
પાની હી નહી હય પાત્રમેં આંસુઓસે મુંહ ધોના હય
હુયે ધર્મવાન ધનવાન ઇસી ભારતમેં ઓર બડે (૨)
વિદ્વાન ઇસ ભારતમેં
થી બલવાનોંકી ખાન ઇસી ભારતમેં
થા સબસે ઉંચા જ્ઞાન ઇસ ભારતમેં
અબ ઉન્હીં કે હમ સંતાન, હુવે અજ્ઞાન, મિટા સબમાન
ગઇ સબ આન
હાય ! આલસ્ય ઓર ઉન્માદમેં,
સબ ખોયા ઓર ખોના હય.
યહ ગાના ભી રોના હય.

૭૬

મોહે પીકી ડગરીયા બતાદો સખી, ૭.૧૮
તકત મૈંતો હાર ગઇ
બડે ભોર ગયે પરસોં રણમેં,

દો રોજ ભયે મેહે દર્શનમે
નહી નૈન મેં નીંદ ન કલ મનમે,
ભઈ બૈઠે બિઠાયે બિરહનમૈં
પર મોરે લગાકે ઉડાંદો સખી—મોહે પીકી
બન નીરકે મીન જીયેગી નહીં, બિન પીયકે તીય રહેગી નહીં
જબલોં મુખ ચંદ્ર લખેગી નહીં,
તબલોં ચેડુ ચકોરી છકેગી નહીં
મેરે ચાંદકો કોઈ ઉગાદો સખી— મોહે પીકી

## બુદ્ધ દેવ

૭૭

સિદ્ધિઓ—છો રાજયોગી રઢીયાળા, અમે જપીયે તમારી માળા
શ્યામ રસાળા સ્નેહે સ્વીકારો, અમ ઉરના સન્માન;
તમે મનમાન્યા મેહમાન(૨)છો રાજ.
કાન્તિ–કાન્તિ દેવી હું જગે ગણાઉં, અનુપમ કાન્તિ,શાન્તિ લાવું
કલ્પવૃક્ષથી આપું અધિક હું, મ્હો માગ્યા વરદાન;
તમે મનમાન્યા મેહમાન–છો રાજ.

સિદ્ધાર્થ—આત્મ કાન્તિ મમ જગે પ્રસારી, માનવના દુઃખ
સહુ સંહારી.
દિવ્ય જ્યોતિ જગમાં વિસ્તારી, સ્થાપું સુખનું સ્થાન;
અમારી એજ હૃદયની લ્હાણ.—છો રાજ.

શ્રી—રિદ્ધિસિદ્ધિ નિશદિન દેનારી, ક્ષણમાં ઇચ્છિતને કરનારી,
ત્રિલોકમા ફરનારી શ્રી હું, આપુ અનુપમ જ્ઞાન;
તમે મનમાન્યા મેહમાન.—છો રાજ.

સિદ્ધાર્થ—જગસેવા મમ લક્ષ્મી સાચી, જેથી રહું હું
નિશદિન રાચી,
એ વિણ સંપત્તિ સઘળી કાચી, અંતર ગણું પ્રમાણ;
અમારી એજ હૃદયની લ્હાણ—છો રાજ.

ભૂતિ, ધૃતિ—અનુપમ અક્ષય વૈભવવાળી, ભૂતિધૃતિ નવ
કોઇયે ભાળી,
કુબેરથી રઢીયાળી આપું, વિભૂતિ હર્ષ નિધાન;
તમે મનમાન્યા મેહમાન—છો રાજ.

આત્મરતિને વિભૂતિ ગણતો, મન ચાહે ત્યાં નિશદિન ફરતો,
પુણ્યપંથ સંચરતો દેવિ! ત્યાગું ભલે મમ પ્રાણ;
અમારીએજ હૃદયની લ્હાણ—છો રાજ.

૭૮

પડતી હવે મુજને ખબર, તુંમાં, જણાયે હર્ષ નહિ,
આ જગતની જંજાળની, ચતુરાઇ તે દીઠી નહિ;
જ્યાં પ્રેમ મારો ઝળહળે, ત્યાં તેં દીધો બદલો ખરો,
ઘરબારને છોડયા વિના, યુકિત કશી સુજી નહિ.

હવે તો જો જરા જાગી (૨)
ચોળી વિભૂતિ અંગ, બન્યો શું યોગી (૨)
સમાધિ જૂઠી દે ત્યાગી(૨)–હવે તો.

વિલાસી મહેલના વાસી, તને આ શી લગન લાગી?(૨
મધુરાં પુષ્પને ત્યાગી, ગ્રહ્યા કાંટા શું હીન ભાગી(૨)હવે તો
ઉંડી આશ ધારીને; મેં તારો સંગ કીધો તો (૨)
ભરૂસો દઈ ભૂલાવી ઓ! વિરાગી શું ગયો ત્યાગી(૨)હવે તો.

૬૫

તમને ઘટે નહિં આવું કાન્ત! તમને ઘટે નહિ આવું
આશ્રિત પર શું રિસાવું કાન્ત! તમને ઘટે નહિ આવું;
માનસ સરના રાજ હંસ તમે, મુકતા ફળના ભોગી;
કમળ કુસુમસમમેજ સુંવાળી મુકી તમે થયા યોગીં કાન્ત
જે સરવર જળ પાન કર્યાં ત્યાં કંટક કદી નવ ધરીયે
સુખ દુઃશમાં નિશદિન અનુસરતી કિંકરી કયમ પરહરીયે

કાન્ત!–તમને

૭૯

સાર આ સંસારમાં નજોયો મેં બહુ રીતે તપાસતાં –સાર આ
ધન ધરા સુત તાતની પ્રીતે મોંઘા અવસરને મેં ખોયો–મેં બહુ
મૃગજળ પીવા કામ ન આવે, વ્યર્થ ઇન્દ્રજાળમાં હું મોહ્યો
–મેં બહુ.
પુણ્ય પરમાર્થનો માર્ગ ન શોધ્યો, જન્મને વૃથા મેં
વગોવ્યો–મેં બહુ.

૮૦

યશોધરા—પિયુ પિયુ પોકારતીરે, પપૈયા વધુ ઝુરે વનમાં
વિરહ અંગાર ઉઠે તનમાં, અતિશય બળી રહી મનમાં–પિયુ.
સખીઓ–ખીલતી આ કળી કુસુમની, ભોગી વિના કરમાય;
ઝુલતી આ લલિત પાંખડી, ભોગી મધુકર ચ્હાય–પિયુ૦
બાળા રસાળી અંતરે, આકુળ વ્યાકુળ થાય,
નમ્ર નવોઢા નૌત્તમ રમણી, રસિક નરવર ચ્હાય.
યશોધરા–હંસણી દુ:ખી થતીરે, કોમળ માનસ ઉપવનમાં–પિયુ૦

૮૧

ફુલની પાંખડી લ્યો પ્રાણ!—ફુલની.
ગણી અંતરની ઓળખ —ફુલની.
શ્યામ સલુણા અમ ઘર [illegible] કરીએ સન્માન;
નાથ નગિના પરિમલ [illegible] ન્યા મેહમાન–ફુલની.

સખીઓ-ઝાઝું શું કહીએ સમજુને, સખી નયના બાણ;
વિમળ કમળ આ સરવર જળનું, ભોગી ભ્રમર સુજાણ-કુલની



# સુકન્યા-સાવિત્રી

૮૨

યમ-શા માટે શ્રમ કરે, તુજ પતિ ભકિત સાચી (૨)
હવે પુત્રી વળ તું પાછી (૨)
સાવિત્રી-સજ્જન કેરા સાથમાં મેં ડગ ભરીયાં સાત
મિત્ર ભાવે સુણજો હવે દીન વનિતાની વાત.
ધર્મ જે વેદ પુરાણે ભણીઓ, મુખ્ય ધર્મ ગ્રહસ્થાશ્રમ ગણીઓ;
કૃપાનાથ!મમ પ્રાણનાથ શું રહી વૃતિ રાચી (૨)
વળું મહારાજ! કયમ પાછી (૨)
યમ-સુણી વિવેક ભરી મૃદુવાણી થયો પ્રસન્ન અતિ મન શાણી!
સત્યવાન્‌ના જીવિત વિના કંઈ ઇચ્છિત વર યાચી (૨)હવે.
સાવિત્રી-મહારાજ!મારાં અંધ સાસુશ્વસુર આંખે દેખતાં થાય"
યમ-"તથાસ્તુ."ભાગ્યવતી! તું અતિ દૂર આવી
થાય કોથી મિથ્યા નવ ભાવી-શા માટે
સાવિત્રી પતિ સમીપ શ્રમ નહી જરી, જયાં જાએ મમનાથ;

તપ વ્રત આપ કૃપાવડે ત્યાં આવું તમ સાથ
સંગત સજજન તણી નથી સોઘી મૈત્રી સંત પુરૂષની મોંઘી,
કૃપાનાથ! મમ પ્રાણનાથશું, રહી વૃતિ રાચી(૨)વળુ મહારાજ.
યમ- અર્થ યુકત સંભાષણ તારૂ, બુધ્ધિમાં વૃધ્ધિ કરનારૂ
સત્યવાનના જીવિત વિના કાંઇ, ઇંચ્છિત વર યાચી-હવે
સાવિત્રી-"મહારાજ!મારા બુધ્ધિશાળી સસરાજીને પાછું
રાજય પ્રાપ્ત થાય"
યમ—તથાસ્તુ"ઉત્તમ વર બે આપ્યાં ભાવે
હજી પ્રેમદા પૂઠળ આવે-શા માટે.
સાવિત્રી—સુપાત્ર જન કરતાં કદી સુપાત્રનું સન્માન;
સાધુ તો દુશ્મનતણું, પણ સાધે કલ્યાણ.
સત્પુરૂષોની સમાન દષ્ટિ. દયા તણી વર્ષાવે વૃષ્ટિ,
કૃપાનાથ! મમ પ્રાણનાથશું રહી વૃત્તિ રાચી(૨)-વળું
યમ—શીતળ વચન સુધાસમ તારાં, તૃષા તૃષાતુરની હરનારાં
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી-હવે.
સાવિત્રી-'મહારાજ!મારા પિતાના કુળની વૃદ્ધિ કરનાર
મારે સો ભાઇ થાય.
યમ—"તથાસ્તુ."સાસરીયાંનું માન વધાર્યું;
પિયર તણું પણ કાજ સુધાર્યું-શા માટે.
સાવિત્રી-પર દુઃખે દુઃખીયા બને, દુઃખદ હૃદય વિશ્રામ,

ભરૂસો ભારે સંતનો, ઠરવાનું શુભ ઠામ.
સ્વજન માંહી વિશ્વાસ ન લાવે, સજ્જન ઘર પૂછતું સૌ આવે;
કૃપાનાથ! મમ પ્રાણનાથશું, રહી વૃત્તિ રાચી(૨)-વળું;
યમ મધુર નવિન વચન સંભળાવ્યાં અતિશય તે મારે મન ભાવ્યાં;
સત્યવાનના જીવિત વિના કંઇ, ઇચ્છિત વર યાચી(૨)હવે.
સાવિત્રી-"મહારાજ! મને મારા સ્વામીથી ઔરસ સો પુત્રથાય"
યમ "તથાસ્તુ." ઘટે ન થાવું અતિવર લોભી;
તજી પૂઠ હવે જા અહીં થોભી.—શા માટે.
સાવિત્રી—સ્વધર્મ વ્હાલો સાધુને, જે નવ ચુકે લગાર;
સાંપ્રત ભૂત ભવિષ્યની, ગતિ તણા આધાર.
સજ્જન ફરે ન આશા આપી, બોલ્યું અબોલ્યું ન કરે કદાપી;
કૃપાનાથ મમ પ્રાણનાથ શું, રહી વૃત્તિ રાચી (૨) વળું.
યમ-અમૂલ્ય તારાં વચન વિચારી, વાધે તું જમાં ભકિત મારી;
ભગવતી! છેલ્લું ઉત્તમ, અનુપમ, ઇચ્છિત વર યાચી(૨) હવે
સાવિત્રી-પૂત્ર તણું મુજને દીધું, પ્રભુ! આપે વરદાન;
જીવતદાન દઇ જીવનને, સત્ય કરો ભગવાન.

૮૩

સાવિત્રી-મારા મસ્તક કેરા મોર! મેલી મુજને અહીં કયાં જાશો?
ઘટે નહીં થાવું આમ નઠોર—મેલી.
દીઠો શો પ્રિયતમ! મુજમા દોષ? શાણા!ઘટે ન આવો રોષ,

† પામું શી રીતે સંતોષ – એલી
કહેતા હતા તું હૃદય મારૂં પ્રાણ મારો એક;
ચતુર શિરોમણિ એક વચનો, શું વિસર્યા છોડી વિવેક
મુજને નહીં કોનો આધાર કરશે માત પિતા પોકાર;
મારા ગુણ ગુણના ભંડાર–મેલી

૮૪

સાવિત્રી—ઉભા રહો અલબેલા હું આવું રસીલા હું આવુ;
સત્યવાન—નાના પ્રિયા ઘટે સંગે સિધાવું.
સાવિત્રી—આજ પિયુ અળગી નવ થાવું,
પ્રિયતમ! પ્રેમનો નેમ બતાવું;
સત્યવાન—શાણી સુલક્ષણી શું સમજાવું શું સમજાવું–નાના
કંટક ભરેલા માર્ગમાં, તમથી ચલાશે કયમ કરી ?
વળી ગ્રીષ્મઋતુના તાપ પણ કયમ સહન કરશો સુંદરી!
સાવિત્રી—છાયા શીતળ શિરછત્ર પાસે, તાપ પીડે નવ જરી;
ઓ નાથ! લ્યો સંગાથ જોડી, હાથ માગું કરગરી ઉભા

૮૫

આરામની, સુખધામની, પ્રિયા ! તું પ્રતિમા પ્રેમની;
મમતાપ ઉરના ઠારનારી, તું શીતળ ધારા બની
માળા જપું તમ નામની(૨) નથી ઈચ્છા દામ દમામની;
ચિન્ત ચાહુ સેવા શ્યામની............................
....................સાચી તું ભગવતી ભામિની! આરામ.

૮૬

ભજ ગોવિંદ ગોવિંદ વાર વાર,
રસના હરિને નવ ઘડી વિસાર.
આ જગત્ જાણજે મોહજાળ,
મૃગજળ સમાન છે આળ પંપાળ;
ધન ધરા ધામ આખર અસાર—રસના.
પ્રભુ નામ સ્મરણરૂપ સુધા ધાર,
કરી પ્રીતે પાન ભવ ઉતર પાર;
કર ધર્મ કર્મ રાખી દિલ ઉદાર.—રસના

૮૭

લાગી લગન મને તારી, ઓ લલના ! લાગી,
સુરપતિ ! મતિ શું વિસારી ?—ઓ.
સુંદરી ! શચિથી, અધિક સુખ આપું (૨)
પટરાણી કરી સ્થાપું, ઉથાપું ન વચન મનોહારી.-ઓ

૮૮

સાવિત્રી—બોલું ન કદી બોલ જે, પળે ના પળ્યા(૨)
લલાટે લખ્યા લેખ તે ટળે શું ટળ્યા
સુણ્યાં શું કદી નેવ નીર મોભે વળ્યાં,
શુદ્ધ પ્રેમે હૃદય બે મળ્યાં, તે મળ્યાં,
સંકલ્પ અચળ મારા ચળે ના ચળ્યા, (૨)
સાકર કેરા હીરા ગળ્યા તે ગળ્યા—બોલું

૮૯

યક્ષકન્યા—ના તરસાવ(૨)મધુકર ડંખ દઇ ક્યાં ઉડે;
ફરી ફરી નહીં મળે આવા દાવ-ના.
સ્નાન કરી લે તન સરવરમાં, કળશ કનકના ગ્રહીને કરમાં;
લઇ લે સુખનો લ્હાવ-ના.
સત્યવાન-ઝાકળનું જળ હોય ન મીઠું, જાણી જમશે કે અજી હું
તજ તુજ શ્વાન સ્વભાવ—ના

૯૦

સખીઓ—એ રજની! શરદની રળીયામણીરે;
રહી ખીલી રૂપાળી ચંદની, આકાશે રહી ખીલી.
એ...વૃષ્ટિ વર્ષાવે અમૃત તણીરે,
રેલ જામી ઉરમાંહી આનંદની. હાંહાંરે રેલ જામી
એ....ઠરે નયણાં નિહાળી પ્રકાશ[૨)
હર્ષ ઘેલાં હૈડાં કહે હાશ;
ઝલક શ્વેત શી છવાઇ[૨]ખીલી
સાવિત્રી-ચંદ્ર વિના સજની નહિ રજનીને સન્માન
સજની શું સમજી કરો, રજનીના ગુણગાન

૯૧

સુકન્યા-હવે રહ્યું બની, હતું જે બનાવવું શ્રી દીનબંધુને હાથ;
બની દાસી સેવું તમ સાથ.[૨]
તમ ચરણે તનમન ધન નાથ-હવે રહ્યુ બની.
પ્રથમ બાળપણ સૌને આવે, નવા નવા નિત્ય ખેલ ખેલાવે;

નથી ગઈ વિસરી એ વાત—બની દાસી સેવું તમ સાથ—હવે.
બચપણ પૂઠળ યૌવન આવે, ચિત ભ્રમને ચગડોળે ચઢાવે;
પ્રકટે જીવનનાં પ્રભાત—બની દાસી સેવું તમ સાથ—હવે.
છેલ્લી વૃદ્ધાવસ્થા આવે, ત્યાંથી સૌ નિજ પંથ સીધાવે;
આપ્યો મેં તમને હાથ, બની દાસી સેવું તમ સાથ—હવે




ભગવતી અને સખીઓ ૯૨

નવીન પ્રેમરસભીની મૃગનયની ભાન તું કયાં ભૂલી આવી
શાણી સલુણી મદન મદ મીણી કોણે તને ભરમાવી બ્હેન—ભાનતું
સરવર તટપર જલક્રીડાએ સહજ સખી એતો આવી
ચંપક છાંયે ઉભી રહી એને ભોગીએ ભરમાવી
અરસપરસ અમ આંખ મળી મને લોચનીયે લલચાવી—બ્હેન
માર્ગે જતાં મળ્યો મધુકર નિકટ ગઈ અણજાણી
મદભર રસીકા રસ લુંટતાં રસ ઘેન મહીં ઘેરાણી
મન ગમતાની મોજમજામાં કુસવેણી વીખરાણી
બ્હેન ભાન તું ત્યાં ભૂલી આવી—

ચંદ્રક અને ચંદ્રિકા ૯૩

લલનાની લગનીથી લોકો લગન કરી લપટાયે
મુરખ માનવ માયામય થઈ મૃગજળ પીવા જાયે
જુઠી જગની માયા દેખી દુર થાયે ડાહયા
જગનાથે આ જગમાં સરજી કાયા સંગે માયા
હરિહરને બ્રહ્મા જેવા પણ માયા પૂઠે ધાયા
શીતળ માયા છાયા વ્યર્થ શું થાઓ ડાહયા
ગૃહસંસારનું દુઃખ જોઈને જંગલ મંગળ કરતા
ત્રિયાના તાપે ત્રિલોચન વનમાં તપ આચરતા
વનિતા વિષની વેલી એમાં શી આનંદ કેલી
ભરમાયા ભામામા ભોળા ભાન ભૂલીને ભમતા
જ્ઞાન મહીં જ્ઞાની છો તેથી આ ગુણીયલને ગમતા
વલ્લભ હ્યો વિચારી અમે ભોળા બ્રહ્મચારી,

ભગવતી ભગદત્ત સખીઓ ૯૪

મારી મીઠડા બોલી મેના મીઠું બોલ (૩)
તારે ઉર ઉમળકા શાના અંતર ખોલ (૩)
લજ્જાવતી તું શીદ લજવાતી પ્રિયજન પાસે કાં શરમાતી
વ્યર્થ વીતવતી મુગ્ધ ભાવમાં સમય અતિ અણમોલ—
મીઠા બે બોલ (૩)

હૃદય હૃદયને વ્હાલે વધાવે લજ્જા તેમાં આગળ આવે
સ્નેહાલીંગને દુર હઠાવી આપ પ્રણયના કોલ—મીઠા•

ચંદ્રક— ૯૫

હક લાલકી બંદગી છોડ દે કે જર સાથ નજર તું જોડતા હય
નાદાન એ કયું તન નાવ તેરા દરીયા કે બીચ ડુબાવતા હય.
નિત ખેલત ખેલ બગીચનમેં મૃગનયનીએ નયન મીલાવતા હય
નાદાન એ કયુ તન નાવ તેરા દરીયાકે બીચડુબાવતા હય.
જો આજ કરના હયસો અબ કરો કયું કલકા ધ્યાન તું લાવતાહય
નાદાન એ કયું તન નાવ તેરા દરીયાકે બીચ ડુબાવતા હય.

ચંદ્રક અને ભગદત્ત ૯૬

નથી પરવા જીવન ધનની ફના અંતે થનારૂં છે
તો સ્વામીના વચનપરથી સમર્પણ સૌ અમારૂં છે—
અખિલ જગમાં વિરલ મિત્રો વિરલ આત્મા સમર્પણ છે
પરાર્થે આ જીવન દેવું વિરલ જનનેજ પ્યારૂં છે—
બને સુરમો નયનનો તો નયન મારા ધરૂં ચરણે
બને જુતા ત્વચાના તો શરીર સ્વામી તમારૂં છે—

ચંદ્ર— ૯૭

લોકો કહે છે કૃષ્ણ કર્તા અકર્તા સાક્ષાત છે
તો ધ્યાન દઈને સાંભળો આ અજાયબીની વાત છે—
ખાંડવને બાળ્યું અર્જુને લંકા હતી સોનાતણી

હનુમાજીને પૂંછડે ત્યાં આદર્યો ઉત્પાત છે—
બાળ્યો નકામો કામને બેભાનમાં શ્રી શકરે
દારિદ્ર જગનું બાળવા ના કોઇની તાકાત છે—
આ કોલસાનો ભેદ એ દારિદ્ર બાળો દેશનું
જો કૃષ્ણથી એ ના બળ્યું તો અજાયબીની વાત છે-
બ્રહસ્પતિ સમ વિદ્વતામાં વિપ્ર આ સાક્ષાત છે
ઉલટા તણું સુલટું કર્યું એ અજાયબીના વાત છે—




૯૮

દાસ પરે દયા લાવોરે.

દયાળુ દેવા દાસ પરે દયા લાવોરે. ટેક૦
સંસારી સંબંધ ત્રોડી, જીવ આપ ચરણે જોડી,
હુંતો બની બેઠો બાવો બાવો રે—દયાળુ,
આંખો વિના સંકટ આવું, ખાડામા ગોથા ખાઉં,
વારે અવિનાશી આવો આવોરે—દયાળુ

૯૯

દુનિયા હે દાસ મેરી મેં હું રઝીલી માયા
ચિત્ત સંતકા ચુરાયા, જગકો ભલા જીતાયા
નિર્લોભકું લુભાયા, કછુ ના લગાઇ દેરી
નેનોકા બાન મારી, કહાં છુપ ગયેથે પ્યારી,
તારીફ કરે તુમારી નિર્લોભરામ લહેરી....દુનિયાં૦

૧૦૦

વ્હાલા વૃજલાલ સાથે લાગીરે લગનીયાં
માહારી મહારાજ
પ્યારી છબી શામળાની, સ્થાપી ઘટ ઘરમાં મેં તો૦
એને હાથે છે મારી લાજ
વૃન્દાવનમાં ફરતા ધરતા, વરતા આ આ....વ્હાલા૦
હૈડે નિત્ય હેત ધારી, બંધુ હળધરના હું તો
સેવું છોડીને બીજા કાજ........વૃન્દા.......આ વ્હાલા૦

૧૦૧

આ તારાં વચનો સારાં સ્નેહે સાંભળતાં
શાન્તિ પામ્યું મન મારૂં રે આજે— આ૦
જગની જંજાળમાંથી બળતો બચાવ્યોજી
ધન્ય ગુરૂ ચિન્તામણી ધારૂં રે આજે,
ભકિત ભગવાન કેરી કરતાં હમેશાંજી

થવાનું ત્વરાએ શુભ તારૂં એ શાણા
આ તારાં

૧૦૨

વિષય વાત મમ માત તજીને કૃષ્ણ ભજન તું કરવાદે
ધર્મ પ્રતિએ ધરણીધરનુ ધ્યાન ધૃતિથી ધરવા દે
અધમપણાને અલગ રાખી ભંડાર ભકિતના ભરવા દે
નટવર નામનું નાવ મળ્યું છે તો ભવસાગર તરવા દે
નાશવંત નર નામ છોડીને અક્ષય વરને વરવાદે—વિષય૦

૧૦૩

હું ભજન કરીશ હરીનું સદા સુખે— ભજન
આ સંસાર આગ સમ લાગે
મિથ્યાં ફાંફાં મારી હારી— ભજન.
નહીં કોઇને કેવા તમારી વાત આ બંધાઉં છું
રાખો ભરોસો હૃદયમાં હું દેવના સમ ખાઉં છું
છોડો ક્ષમા લાવી મને, ઝટ અહિંથી જાવા દિઓ.
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણના ગાવા દિઓ.

૧૦૪

બોલું ક્યાં મેરે પ્યારેકી બતિયાં
ખોલું કયા મેરી છોટીસી છતિયાં— ટેક.

ન ધીર ચેન ધરિ રેન ચુમિ ચુમિ
બદન શયનમેં દુઃખો કર ડારી
પકરી જુગલ કર, બસન અલગ કર
કિય પર હરી ડર, છત અધરન પર— બોલું૦

સાખી

મરોર ડારે જોરસોં, મેરે કોમલ અંગ,
એસેં નિરદય નાથકો, સુપને કરૂં ન સંગ—બોલું૦

સાખી.

ત્રાસ બઢયો તનમે અતિ, હીયકો ઘટયો હુલાસ
એસો જો મેં જાનતી, તોજાત ન પીયુકી પાસ—બોલું




૧૦૫

બન્યો આ વાંઢા કેરો અવતાર ભગવાનીઆ
વાંઢાનો વિશ્વાસ કરી કોઇ ઘર ન આપે ઉતરવા

આંગલી ચીંધી આળ મુકે કદી જઇયે અહુરા ફરવા-ભગ
હાથે રાંધવા, હાથે શીંધવા, હાથે કામો કરવા
પૈસા દેતા વિશ્વાસ કરી કોઇ આવે ન પાણી ભરવા
કમાઇ કીધી પણ ન ઐરૂ ઘરમાં હોય સંઘરવા
(તો]કોડીયો સંઘરે ભોરંગ ભોગવે દહાડા પુરા કરવા-ભગ

૧૦૬

દુનીયા અજબ રંગત ભરી—
જળ વાદળસમ પલ પલ પલટે, રંગત સ્થિર ન જરી;
એ વિષવેલી દુઃખ ભરેલી વિષમ વિષય રસધરી;
એક વિપત્તિ જ્યાં વિચરી ત્યાં અનેક આવે ફરી;
જોઇ વિપત્તિ મનની જાતી સમતા સઘળી સરી;
જગ અટવીમાં સહુજન ખાતા ખત્તા ખંતજ કરી
તો પણ તૃષ્ણા આશા ત્યાગી ભજે ન ભાવથી હરી—

૧૦૭

દુનીયા તણા દિવાના, દીલભર મજાઓ લુટે
તુટે જીવનની દોરી, આશા છતાં ન છુટે—
બાળક મટી સુવાની, આવે ભલે દિવાની
તન ધન મળે તરૂણી, આશા છતાં ન છુટે—
આવે પછી બુઢાપો ધોળા થતાં નીમાળા
રે' બાકી લાઠી લાળા આશા છતાં ન છુટે—

પડી જાય દેહ પાપી મરી જાય મન કદાપી
મળી જાય માટીમાં સહુ આશા છતાં ન છુટે—

૧૦૮

હા સજની મારી નિર્મળ પાણીડા રૂડા ભરીયે
કાંચનના ઘટને શીરપર ધરીયે
સરવર જળમાં રહી માછલીયો જેમ પરસ્પર ગેલ કરે—
તેમ ઉછળતાં હૃદય આપણા રસમાં રેલમ છેલ કરે
જળમાં સારસ ભર્યું સુધારસ ઉપર અલિગણ ગાન કરે
તેમ ખીલેલી યોવન કળીનું પ્રીતે પ્રીતમ પાન કરે—
હું નીકળી જ્યાં પાણી ભરવા પીટયા ખળ પાછળ ફરતા
નખરેથી જો નજર કરૂં તો હાય હાય કહી મરતા—
બની ઠની પનઘટ પર આવું ઘટમાં શું લઇ જાવું
પાણી પાણી કરી કંઇક પુરૂષના હૃદય ભરીને લાવું—

૧૦૯

છાયોરી વસંત જગ કાનનમે
કાનનમેં રસ આન રમે
જોર મધુમેં મનોજ મનાવત
જોબન ઔર તરંગ દીખાવત
ચાહત પિયુ મિલન મનમેં

૧૧૦

અપિત્તી આવે લાખ પણ જે ધર્મ નહી તજનાર
ધર્મ નહી તજનાર નર તે યશ અવિચળ વરનાર

કુંદનપર જેમ પડે હથોડા તેમજ શુદ્ધ થનાર
દુઃખ હથોડે થયું શ્યામ તે પીતળ તુચ્છ અસાર—
અપકારી પર તરૂ જળ ભુમી કરે સદા ઉપકાર—
જો ઉપકાર ભુલેજન જ્ઞાની તે નરને ધિકકાર—

૧૧૧

કર ઝુત સજજન જનનો સંગ
જેની સંગત પાપ હટાવે લાવે નીર્મળ રંગ
સ્વાતિ જળનું ઝેર બને જો ગૃહે કુરલોરંગ
કરે માછલી તેજ નીરનું મોતી ભૂષણુ અંગ—
તેથી કર સત્સંગ તજીદે સહુ દુર્જનના ઢંગ
લોઢાને કુંદન કર્તા કર સ્પર્શ મણી સત્સંગ—

૧૧૨

જોઈને વિચારી સંગ કીજીએ મનડું મળતાંથી મળીએ
હંસલે બાવળ માળો નાખીયો જાણ્યું ચંદન હોશે
ઓચીંતો પવન ઝકોળશે કાયા કાંટે વિંધાશે—જોઈને૦
આરસી સરીખા ઉજળા દેખંતા નર રૂડા
બીજાને બોધ એ આપતા પોતે મનડાના કુડા જોઈને૦
હંસલે ઉંદરની દયા ગણી ઉંદર પાંખમાં લીધો
ટાઢ ગઇ ગુણ વિસર્યો હંસો પાંખવીણુ કીધો—જોઇને૦




૧૧૩

ખરા તે હીંદના સંતાન, લડે જે હીંદને કાજે
લડે જે હીંદને કાજે મરે જે હીંદને કાજે
ડુભાતો દેશને દેખી, ચડે વારે ઉમંગેથી
પ્રભૂ કે બાદશાહોથી, જુઝે જે હીંદને કાજે
ન મોહે માયા મહોબતમાં, ન લોભે માલ દોલતમાં
જીવન જર પ્રાણ સૌ પલમાં, તજે જે હીંદને કાજે
યતો ધર્મ સ્તતો જય છે, કરો યાહોમ શો ભય છે.
અમર તે થાય છે નિશ્ચય મરે જે હીંદને કાજે.

૧૧૪

હું પદ તજો હરામી દુનીઆ નથી સદાની
જર જોર ને જુવાની સહુએ થવાની ફાની
સાચી સલાહ માનીરે કરણી કરો મજાની
મમતા મુકોને પ્રાણી સહુ અંતે ધુળધાણી
આ જુઠી જીંદગાનીરે સ્વપના સમી લ્યો જાણી

કોઇ આજ કોઇ કાલે પરલોક પંથ ચાલે
જમ દુત આવી ઝાલેરે દુનીયા ડુબી જવાની

૧૧૫

જબ દીલ ન હો કાબુમે, તો કયા મેરી ખતા હય યેહ શાને ખુદા હય
સચ હય જો મહોબ્બતમેં કીસીને કહા હય, આફ્ત હય બલા હય
આઝારે મહોબતસે તો અલ્લાહી બચાએ યેહ ગમ ન દીખાએ;
યેહ દર્દ વહિ હય જીસકી નહી કોઇ દવા હય, બેકાર દુઆ હય;
શાંયદા કોલગે કોસને અંદાઝ તો દેખો કુછ ગૌર તો કરો
મરતા હય તો મરનેકે સીવા કોન જીયા હય આખરકો ફના હય

૧૧૬

બાલી ભોલી પડોસણ દે ગાલીયાં
તોહે શરમ કુછ ન આવે પત જાવે
હસાવે સબ નારીયાં—બાલી ભોલી
મેંદી લગાકે દ્વાર ઠાડી પડોશણ
કયારે સમજ કે ઉસે પ્યારે રસિકરાજ
દીની હાતોપે તુને તાલીયાં—બાલી૦

૧૧૭

થવાનુ ના થવાનું કહે, નજુમી કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનુ છે?
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે?

હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોદ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે?
રમ્યા જુગટ્ટુ સહુ સાથે, વિભુતી સૌ ગયા હારી,
ન જાણ્યું ;ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે?




૧૧૮

પ્રાણલાલ—શ્રી કૃષ્ણ મોરારી છો ગિરીધારી
લેજે તું ઉગારી આશરો છે એક
સૃષ્ટીમાં વૃષ્ટીમાં દુનીઆની
દ્રષ્ટીમાં સર્વમાં તુ છો એક
સુખકરમાં, દુઃખકરમાં, મધુકરમાં, તરૂવરમાં
સરવરમાં તું છો એક—શ્રીકૃષ્ણ.
શાન્તીમાં ભ્રાન્તીમાં ભકતોની ભકિતની
શકિતમાં તું છો એક

૬૩

જળમાંને, સ્થળમાંને; આકાશે પાતાળે
જયાં ત્યાં તું છો એક—શ્રી કૃષ્ણ.
સેવકની અરજી લેજે સ્વીકારી
દેજે વિચારી ધ્યાન
શરણે તારે હું આવી માંગું
સુંદર "સ્વર્ગ" નું સ્થાન—શ્રી કૃષ્ણ




૧૧૯

હે....ચન્દ્ર ધીમારે પ્રકાશો ગગન મંડળેરે.
હે....અમીરસ સીંચી સ્નેહ નજરથી લગાર
વ્હાલી કુમુદને વિકસાવવારે
શિતલ વિમલ કિરણના કર સ્પર્ષથીરે
દૂર છતાં પણ દિવ્ય સ્વરૂપનાં દર્શથીરે
ખિલાવો કુમુદ જરીરે, રસીલીમાં રસભરીરે' વ્હાલ વધારવારે-
જલમાં વસતી કુમુદની, ચન્દ્રમા વસે આકાશ;
જે જેના હૃદયે વસે, તે રહે છે તેની પાસ,

રખે ચન્દ્ર ડુબાઓ સજલ વાદળેરે
પ્રેમી કુમુદને ડુબાવી વિરહાશ્રુ જળેરે;
પડી પદ્મિની, સ્નેહ સરોવરેરે.
પ્રેમ મંત્રથી આરાધે ચંદ્ર અંતરેરે.
મુગ્ધ પ્રીતિવશ કુમુદિની, તમ દર્શનમાં છે આશ;
રખે ત્યજી કરતા પ્રભુ, દુર દ્વિપાંતરે નિવાસ
જોજે પ્રલય કાળના તોફાનમાં
કરતો ઉંડા ધરણી તલમાં વાસરે,
કરવી પ્રફુલ્લ ત્યજી કુમુદને.
શીતલ અમૃત બિંદુઓ વરસાવીને,
કોમળ કલીપર આણી અંતર વ્હાલારે;
કરજે પ્રફુલ્લ પ્રિય કુમુદને.

૧૨૦

પ્રીતિ કરી શું તરછોડી પરદેશી.
હાં છોડી પરદેશી હાં છોડી પડદે,
ડંશ દઇ અહો ભ્રમર કુમુદને,
ક્યાં જઇ બેઠો વિછોડી પરદેશી.
હાં છોડી પરદેશી હાં છોડી પડદે,
પૂરી પંખિણી પ્રેમ પિંજરમાં,
આખર પાંખ મરોડી પરદેશી
હાં રોળી પરદેશી હાં રોળી પડદે,

ત્યાગી કુમુદ વન ભટકી આ ભ્રમરા,
આવ્યો અહીં શું ફરી દોડી પરદેશી,
હાં દોડી પરદેશી હાં દોડી પડદે.
ઉડીજા, ઉડીજા, પંખી મુસાફર,
રેન રહી છે હવે થોડી પરદેશી;
હાં થોડી પરદેશી હાં થોડી પડદે.

૧૨૧

શિતલ ચન્દ્ર જેવું વદન કાન્તિમાન.
નયન મીચી લે તું શાન્તિ વિરામ.
જાણે જઇ ભેટું એવા ઉમળકા આવે છે.
બોલું કંઈ બોલું ત્યાંતો શરમ દબાવે છે;
કાંઇ અંતર થાય, થાય થાય ના સ્હેવાય.
થરથર થર કંપે કાયા સ્વર થરડાએ છે;
ચાલું ત્યાં ચરણો અન્યો અન્ય અથડાએ છે;
લાગી હાં સ્મર લ્હાય લ્હાય લ્હાય અસહાય.
જાગોજી જાગો વ્હાલા નિદ્રા વિસારી દ્યો,
રાગી થાઇ ત્યાગી વ્હાલા ત્યાગી સમાધી દ્યો
લળી લળી લાગું હું પાય–પાય પાય ઢાળું વાય.

૧૨૨

પ્રભૂના ચરણુથી ગંગા અવતરીરે,
એતો ઢળી ગઇ શંકરનાં શી ગાંજ,

એ ગંગારે— શુદ્ધ રંગા રે,
રે ઢળી ધરણી ધુળમાં ભૃષ્ટ થઇ ગઇ ત્યાંજ,
ગંગા સરીખાં નિર્મલ મનમાંરે.
ઓ હું વારીરાજ, ભરશો ન કાદવસાજ;
ઓ ચંદારે—મતિ મંદા રે,
આ અણઘટતા મારગ ચતુર ન જાશો રાજ;

૧૨૩

સુખમાં નવ હુંપદ આણીએ,
દુઃખીયાંનાં દુઃખ કંઇ જાણીએ;
દુઃખીયાં ને સુખીયાં પ્રાણીએ,
પ્રભૂનાં સહુ બાળક માનીએ.
અપકાર ઉપર ઉપકાર કરે તે માનવી દેવ પ્રમાણીએ.
કર્મ બીજાનાં જોઇ,
ધર્મ પોતાનો ખોઇ,
આશ્રિત નવ હણીએ;
પશુઓ પણ પરઉપકાર કરતાં
પરમારથ કારણ દેહ ધરતાં;
નિયમ અચળ ગણીએ.

૧૨૪

અયસે પાપીનર હોવેંગે કલજૂગમે.
પગડી બાંધે પેંચ સંવારે ઠુમક ઠુમક પાંઉ દેગે.

ગલીઓં કે બીચ ફિરે બાવરે—
નાર પરાઇ પાપી તકત ફિરે ગે—
ભૂખે પ્યાસે સાધુ આવે, ચપટી ચુન ન દેંગે.
સાલા સસુરા રોજ જમાવે.
ભાઇઓંસે પાપી રાંડ લડેંગે—
માત બહુનકો કછુ ન માને મનમેં ન પાપ ધરેંગે.
જમ રાજાકો દંડ પડેગો.
રોક રૂપયા પાપી ગિનગીન દેંગે—
લાલ સ્થંભ લોહેકો ધખાઇ ઉસ્કે સાથ બંધેંગે—
તુલસીદાસ ભજો ભગવાના.
પાપ પૂન્ય દોનો સંગ ચલેંગે.—

૧૨૫

શ્રી હરિ પરમ મંગલકર, સકલ વિધન હર
સુન્દર મોહન નટવર–નાગર
દીનજન અંતર આશા પુરણુકર
રીઝયા સુખકર આજ રમાવર—
ચન્દ્ર પ્રકટ થશે, કાન્તની ચિન્તા જશે
ભોલી, બાલી, બ્હેની વ્હાલી
કુમુદાએ ત્યાં હશે.
દુ:ખના દિવસ જઇ સુખના હવે આવશે,
વ્હાલાં વિયોગી સગાં સર્વ એકઠાં થશે.

આશ વેલી આજ નવલ પલ્લવને પામશે,
જગ સ્વામી, બહુનામી, દુઃખ સર્વ વામશે
કીરતાર તુજ કરૂણા અમપર—

૧૨૬

શાંત સમાધિ ધારી શું બેઠા, જાગો ઓ જોગી બાલા
બ્હાર તમારે આવી ભિખારણ ભોળી બિચારી બાળા.
ભ્રષ્ટ કલંકિત પ્રેમથી વંચિત સંચિત પાપની શામા;
વરથી વિખુટી વચનની જુઠી, ભાગ્યની ફુટી ભામા.
ત્યાગી ઘરજન વનમાંહી આવી રાત અંધારી ઘોરરે;
ભવ જંગલમાં ભૂલી ભમું ત્યાં મળ્યા લુંટારા ચોરરે.
લુટી શોભા .સુખ અને લુટયા સહુ શણગાર;
પછી પ્રજાળી પ્રેમદા ધગધગતે અંગાર.
અલગ થયા શું યોગી મ્હારા, અલગ અલખ જગાવો;
શરીર સળગતાં, શેશ વિભુતિ અંગની અંગ લગાવો.






૧૨૭

ત્રિભુવન પતિ તારનાર, વ્હાર કરો મા…રી
વ્હાર કરો મારી હરિ, થાઓ સાહ્યકા….રી–ત્રિભુવન૦
દીનદયાળ શરણું બાળ, કિંકરીની લ્યો સંભાળ;
પીડે છે પ્રાણીને પાપી દુષ્કાળ, પીવા મળે ન વારી–ત્રિભુવન૦
ભુલી ગઇ મમ દેહભાન, સ્વામીની સેવામાં લાગ્યું તાન;
ક્યાંથી કરાવું હવે જળપાન, પતિને સેવનારી–ત્રિભુવન૦

૧૨૮

નારદ—મન ભજ નારાયણ ભાવે (૨)
ધન દોલત કછુ કામ ન આવે–મન
અશરણ શરણ ભરણ અભરણ ક્ષણ,
જો મુઢ અંતર લાવે;
પાપ અમાપ પ્રલય હો જાવે,
અક્ષર ધામ સિધાવે–મન

૧૨૯

ખીલી રઢીઆળી(૨) ઋતુવસંત
રે.............................ચિતડું ચોરે,
ભૂલે લલનાઓ(૨)અંગનુ ભાન
રે..........................................મદન જોરે;
વ્યાપે અંનગની આગ, હૃદયમાં
શાણી સાહેલી,
રસીયાને સંગ નહીં રંગ ઉછરંગે,
માંડયો મન્મથે મહાજંગ શું જીતાય,
યૌવન એળે વહી જાય!
રતિ—શ્વામી ભેટે સુખ થાય;
અપ્સરાઓ— ઠી.........ક
નાથે દબાવી બાથમાં, આણી અંતર વહાલ;
કર્યું ચુંબન ચતુરાઈથી, (પણ)જણાય ભીના ગાલ.
રતિ—ખોટું!
અપ્સરાઓ—ત્યારે?
રતિ—હેતે હસી ઉરાડીયું, લાલે લાલ ગુલાલ;
રજ ઉડી આંખે પડી, તેથી ભીંજાયો ગાલ.
અપ્સરાઓ—છાની છાની છબીલી રહે છાની,
નથી એ વાત અમથી અજાણી;

જાણી જાણી એ જુઠી તને જાણી,
જણાય ત્યારે આશી એંધાણી.
તંબોળે મુખડાં ભરી, કીધું અધર રસપાન;
પીતાં કે પાતાં ઢળ્યો, છે અંબરપર નિશાન.

રતિ—નાના-એમ નહીં!
અપ્સરાએ—હા, હા, હા, હવે સમજ્યાં;
રતિ—શું?
અપ્સરાએ—વસંત, વસંત, વસંત.—ખીલી૦

૧૩૦

અનસૂયા—મેહમાન થયાં તમે મારાં,
અપ્સરાએ—સ્વીકારશો; મેહમાની.
મેહમાન કરે મેહમાની દુનિયા કહે૦ દીવાની.(૨
લક્ષ્મી— ધરી વસ્ત્રાભૂષણ અંગે (૨)
કરો રમત ગમત અમ સંગે; (૨)
રતિ—ઝુઝીએ મદનના જંગે,
અપ્સરાએ—સ્વીકારશો મહેમાની (૨)
અનસૂયા—જેવી નીર વિનાની સરિતા; (૨)
તેવી વહાલા વિણ વનિતા; (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની,
દુનિયા કહે૦ દીવાની, (૨)
લક્ષ્મી—કંઠે ધરો કુસુમની માળા, (૨)
પહેરો નીલમ હાર રૂપાળા; (૨)

શિર ઉપર મુગટ છોગાળા,
અપ્સરાઓ—સ્વીકારશો મેહુમાની. (૨)
અનસૂયા—જેના પતિ વસે પરદેશે, (૨)
તેણે રહેવું સાદે વેશે (૨)
બીજી વ્યર્થ બધી મસ્તાની
દુનીયા કહે દીવાની.

૧૩૧

આંખ વિના અંધારૂં રે (૨)
સદાય મારે આંખ વિના અંધારૂં.
કોઇને કહેશે લાલ લીલું–
આ ધોળું ને આ પીળું;
મારે મન સઘળું કાળું કાળું રે (૨)સદાય.
કોઈને જગ લાગે સારૂં–
કોઇને લાગે નઠારૂં;
મારે મન જીવતર ખારૂં ખારૂં રે(૨)સદાય.

૧૩૨

મારે મોઢે મનાવી રાજી કહેવરાવી.
ફલાવી પટાવી પૂછો શું તમે(૨)
ફુલ સુગંધીવાળી રૂડાં રંગે રૂપાળાં;
તેની મીઠી સુગંધી કોને ના ગમે(૨)
લીલાં પીળાં ઝાડ પાન, ઉપર પંખી કરે ગાન;

રોજ કાને સાંભળવા કોને ના ગમે(૨)
નર્મદા—વાહ કેવી છે શાણી બોલે મધુર વાણી;
ડાહી ડમરીના બોલ મારા મનમાં રમે-મારે.

૧૩૩

ચાહો જો તમે નરેશ દેશને કરવા આબાદાન ૨
પ્રથમ પગથીયું હાથ કરી લ્યો, ઘો માતાને જ્ઞાન-ચાહો
હોય જો માતાઓ ગુણવાન,
ઉછેરી રૂડી રીતે સંતાન;
કરાવી જ્ઞાન સુધારસ પાન-દેશને.
કેળવણી વિણ નીલમને, માણેક પત્થર કહેવાય;
કેળવણીથી વિષ હળાહળ, પણ અમૃત થઇ જાય.
નથી જ્યાંસુધી સુશિક્ષિત નર,
કહાવે અર્ધ દગ્ધ સંસાર;
વ્યર્થ તે વિના પ્રયત્ન હજાર—દેશને;

૧૩૪

અહો બ્રહ્મનાદ ગાજે શો બ્રહ્મનાદ ગાજે;
રૂડો રાસ રચ્યો આજે બ્રહ્માંડમાં.
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમાં—શો.
બીજ રૂપે રહી વૃક્ષમાં પીયે ભૂમિરસ સાર;
ભૂતળ દળે ઉંડા જળે, પણ વસીએ નિરધાર.
દેહ ભૂત માંહી દેવરૂપે મનાઇએ,

તેજ માંહી તત્ત્વ બની તેજમાં સમાઇએ;
શૂન્ય માંહી શબ્દે છવાઇએ-શો બ્રહ્મ.
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સ્થળ એવું નહી કોઇ;
કરીએ ક્રીડા નવ નવ અમે; અણુંમાં પણ અણું હોય
અનેક રૂપે રાચીએ અનંત કોટી અંડમા-શો

૧૩૫

મારે મંદિરે પધારો યોગીરાજ મહારાજ,
ભોજન કરાવું મન ભાવતાં.
ઘેબર ઘારી જલેબી શીરો સુખડી,
મોતીચુર ને મેંસુર ભાંગે ભુખડી;
તળું તતબીરે કાચરી વડી તમ કાજ-ભોજન૦
નેહે નીપજાવું શાક ભાત ભાતનાં;
રૂડાં રાઈતાં બનાવું જાત જાતનાં
અતિ જુગતીથી પીરસુ પ્રીતે ધરી બાજ-ભોજન૦

૧૩૬

નહીં ચીજ કોઇ ગળી, ગરજ સમ નહીં ચીજ કોઇ ગળી;
માનવંત નિજ માન મૂકી દુશ્મનને પડતાં ઢળી-ગરજ
પાર્વતી-બળીયા પણ નિર્બળને નમતા, રાય રંક ઘર જાય;
સાવિત્રી-સોંઘું પણ મોંઘું થઇ બેસે, કળા શકાય ન કળી-ગરજ.
લક્ષ્મી-સમયાધીન થઇ ઝેર હળાહળ, પીવું અમૃત ગણી;
નારદ—જઈ મહાસતીને શીષ નમાવો, જાય આપદા ટળી-ગરજ.

૧૩૭

બંસીવાલા આજો રે મારે દેશ
થારી સાંમરી સુરત બ્યારો ભેસ—બંસી૦
આવન આવન કહે ગયોજી કર ગયો કોલ અનેક
ગિણતાં ગિણતાં ઘીસ ગઇ મોરી આંગરીયારી રેખ
સાંવરીઆ, રસીલા, સલુણા
પીયાપે જીયામેં કરૂં એ નીસાર
હમતો જોગી પ્રેમ કેરે, પ્રેમ હમારો દેશ
સુધ નહી પાઇ પીયુકી, તબ લીનો આ ભેસ-થારી-બંસી,

૧૩૮

જનમી જગમાં જેણે નવ કીધું પ્રેમ મદીરા પાન
ગોરી ગબરૂ સુંદર દીલબરના ગાને નહિ ગુલતાન
જનમ્યો તથાપિ નવ જનમ્યો, સમજી લ્યો તે હેવાન
બહાદુર બંકા કરતા ડંકા જે મોજી મસ્તાન—જનમી૦
ભરભર પીચાલા પી લીયો ઉડાવો રાગ રંગ
દિલબરની સાથ બાથે ભીડી ખેલો રંગ જંગ-હાં
ગુલતાન ગાન તાનમાં ભરપુર ભાગ્યવંત
અજબ રંગ અજબ રંગ રંગ રંગ રંગ–વાહ

૧૩૯

હાંરે મોરી લાગી સજનસેં લગનવા હો લગનવા, રે લગનવા–
હાંરે૦

ડીધો દિલદાર તોહે સારો જોબનવા.
વાહ વાહજી વાહ વાહજી વાહ વાહજી વાહ-હાંરે૦
સમાલો નેનન અયે મોરે સાજન !
લાચાર મેં લાચાર મેં લાચાર હું લાલ
દિલદાર મેં દિલદાર મેં દિલદાર હું યાર—હાંરે

૧૪૦

શાણા ગજબ ભરચું જાદુ આ શરીરમાં
તાકી અજબ મારયું તીરજો—સાહ્યબા
બાળા ડરીને પડી પાછી પ્રીત જુધ્ધમાં—શાણા૦
કકળાટ કોયલડી કરે શું ના ગમે તું આજરે
સાકર સમા પ્રિય વેણુ છે તે શુધ્ધ સંગીત સાજરે
ઝળકે છે ઝંખાએલ જો આ ચંદ્રરે આકાશમાં
હું તો રમુ છુંરે રસીયા રસીક નેણુ પ્રકાશમાં
વ્હાલા અજબ વસી મોહિની આ નેણુમાં
વાલમ વીણ, તમારા વેણુ જો—સાહ્યબા
રસીઆ આ રંગ બધા પ્રેમના પ્રસંગના-શાણા૦

૧૪૧

પ્રેમનો પ્યાલો પીએ શુદ્ધસાન તેને રહે નહિ
અજબ નાશા નસે અરે હાયરે વ્યાપી રહી-પ્રેમ૦
પ્યાલો પીને મદમસ્તને અલમસ્ત કાયા આ થઇ
ઢરૂ નહિ દુનિઆ થકી રસિયાનો ટાપ ધરી રહી-પ્રેમ૦

ધુણી લગાવી કામની ને નાથ નિરંજન નામ સહી
પ્યાલો પીને અલખ જગાવું, રસિક રસીલા તુંહી તુંહી-પ્રેમ૦

૧૪૨

પ્રીતીનો પ્યાલો બોટી પછી જે વટલાવે
બહેત્તર તે હરામી જગમાં ન મ્હો બતલાવે—
એકવાર કહયા દિલબાર, પછી તે સદાના
સાકરના હીરા ગળ્યા ગળ્યા ન થવાના-પ્રીતિ૦
પટોળીએ ભાત પડી,પડી તે તો પડી પડી
સાચીપ્રીત સમજવી જેવી એક ચુંદડી
ફાટતાં બે હાલ થતાં ભાત દાસે ખડી ખડી
પતિવ્રત પટોળીએ પ્રીત ભાત તેવી પડી
કમજાત પતિવૃત રત્ન અરેરે ગુમાવે-બહે૦

૧૪૩

એક ફકત તારો છે આધારરે કિરતાર મારે
ભજુ સદા સચ્ચિદાનંદ સ્હાય તે તારે કે મારે—એક૦
મરવું છે નક્કી માનવી ફોગટ પડો છો પાપમાં
સમજુ થઇ શીદ ઉતરો સંસારના સંતાપમાં
બાંધે હવામાં બાપડા પાપી બરફનાં માળીઆં
કાળનો ઉકળાટ થાતાં હાય વ્હેતાં ચાલીઆં
મારે તો શ્રી પ્રભુનું નામ છે સદા સાચું
પ્રભુ પ્રભુ તું ખરો ને અન્ય સર્વ છે કાચું—એ૦

૧૪૪

દશા કરે તે કોઇ ન કરશે, મુરખ કરે અભિમાન
પ્રાણી બિચારૂં તુચ્છ મગતરૂં, કાગ કથા અગુજાગ
હુંપદમાં મરડાઈ મરે પણ, ધાર્યું કરે ભગવાન-દશા૦
નિરધનીઆ પળમાં ધનવંતા, ધની થયા લાચાર
સદા સુખી કે સદા દુઃખી, નહિ કોઇ જગમાં રહેનાર
કુંપળ હસ્તી પાન ખરતા તે પણ છે ખરનાર
સત્ય ટેક ખાતર જે સ્હેશે આફત અપરંપાર
નામ અમર રાખે તે જુગ જુગ જનમ્યુ તેજ જનાર
નાહક આકીન છોડે નીજ જન, સંત સાહચક કિરતાર.

૧૪૫

પ્રીતિના પંથનો ગ્રંથ ગુંથેલો કોણ ભેદુ ભણનાર
જ્યાં જયાં જોઈએ ત્યાં આજ સમામાં સ્વાર્થની મારામાર
ગુલાબ ગોટા ચુંટવા ચાલ્યો માળી કોક ગમાર
કાંટાનો ગાંઠડો બાંધીને લાવ્યો, બુડથળ તે બેસુમાર
પ્રીતિના પુષ્પની મીઠી મઝા, ખુવે એમ ઘણાક ગમાર
એક વખત બની વિશ્વાસ ઘાતી, પોતે બને હુશિયાર
ખાય ખવાડે હેતથી, દે તન ધનને પ્રાણ
સાચો મિત્રજ આ સમે, લાખે એક સુજાણ
સંસાર વગડે સન્મિત્ર ભોંમીયો, સોંપજો શ્રી કીરતાર

૧૪૬

નહિ આવું કાન રે (૨)મારે ઘેર શામ ગીઓ મેમાન છે
સોના રૂપાનું મારૂં બેડલુંરે, વ્હાલા પાણી ભરવામાં મારૂં ધ્યાન છે
રંગરસ પ્યાલો લાલા પીતારે જજો દોસ્તીની વ્હાલા
આ દુકાન છે—




૧૪૭

કભી હીંદુ મુસલમાંકા રસમ જાલીમ જુદા હોગા,
મગર મઝબકા કુચ્છ ફરમાનહિ યકદમ જુદા હોગા
કરે ક્યાં હીંદુ કાશીકા બીરાદર દીનકા મક્કા,
અગર ગંગા જમુનાસે નહીં ઝમ ઝમ જુદા હોગા.
સ્વરગકી હિંદુકી મન્નત, મુસલમાંકી બની જીન્નત,
કહે હિંદુ નરક હય વહાં, નહિ જહન્નમ જુદા હોગા.
મુસલમાં હિંદુ જો સચ્ચે સભી હય હિંદ કે બચ્ચે,
રહમ દીલ રામસેં બિસ્મિલ, કભી ન રહિમ જુદા હોગા.
પ્રભુકા કોઈ લે પલ્લા, પુકારે મસ્જીદે મૌલા;
જુદાઈ જીઝમે ઉસ્કુ ખુદા માલુમ જુદા હોગા.

રસમકી યહ જુદાઇસેં બના હય દોનુંકા જોડા,
કહે હરદમ કસમસેં હમ ન દમસેં દમ જુદા હોગા.

૧૪૮

ભાગ્યશાળી ભવ્ય ભારતીનાં ગાન-
આજ ગાશે ભારતના સંતાન,
સુરગંગા સમ સ્નેહ સંપ સાધશે,
બંધુ ભાવોનાં બંધનથી બાંધશે.
દેશ ભક્તિ શક્તિથી દુનિયા ડોલાવશે,
હૈયાની કુંજો ખોલાવશે-(૨)
સુરસંતોને સ્હાયે બોલાવશે-(૨)
કરવા ભારતનું કલ્યાણ....આજ ગાશે.

૧૪૯

હું રાધા સૌ ક્ષત્રીને નમન કરૂં છું,
ઉઠો લઇ હથીયાર વીર ભાવોથી કહુ છું,
બખ્તરીયાં પહેરી-રણશુરા વાગેરણ ભેરી,
સીંહ સમા થઇ રણને વધાવો;
રૂધિરની રેલમ છેલ ચલાવો,
વિજયનાં ગાન ગજાવો
શત્રુને ઘેરી...........રણશુરા બખ્તરીયાં.
ભુજ મુખ છાતી કરી આંખ રાતી,
મહા મદમાતી કરો રણખ્યાતી;
તાતી તલવારો ચલાવો,
કેશરીયાં ધારી-રણશૂરા.............. ......બખ્તરીયાં.

શ્રી કૃષ્ણ ભજન સાગર ખરીદો



મુઝે હૈ કામ ઇશ્વરસેં જગત રૂઠે તો રૂઠને દે.

મૂલ્ય આઠ આના